# અંગ્રેજી—શિક્ષક

## ભાગ ૧ લો.

—: લખનાર :—


વીરબલ હરિસુખરામ મહેતા,

એસ. ટી. સી, એફ. ટી. એસ.

( બાલ સાહિત્ય પ્રકાશ મંદિરના સંસ્થાપક )



પ્રકાશક

દયાશંકર ભાઈશંકર શુકલ.

સોનીફળીઆ—સુરત.





" સુરત સીટી પ્રિં૦ પ્રેસ "


મૂલ્ય દશ આના ( પોસ્ટેજ સાથે )

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પ્રથમ આવૃત્તિમાં કશો સુધારો વધારો કર્યો નથી. ફક્ત રહી ગએલી ભૂલો સુધારી છે. નવ વર્ષે પણ આ નવિન આવૃત્તિની જરૂર જણાઇ છે એ ખુશી થવાની વાત છે.

આ પુસ્તકનો બીજો ભાગ અનેક કારણોને લીધે હજુ પ્રસિદ્ધ થઈ શક્યો નથી. હજુ પણ ક્યારે પ્રસિદ્ધ થશે તે ચોક્કસ કહી શકાતું નથી.

તા. ૧-૮-૧૯૨૦ }
મુંબઈ. } વી. હ. મહેતા.

## પ્રસ્તાવના.

આ પુસ્તકની રચના સંબંધે કેટલોક ખુલાસો કરવો જરૂરનો છે. હાલે ઇંગ્રેજી શીખનારની મ્હોટી મુશ્કેલી એ હોય છે કે તેને ગુજરાતી વ્યાકરણ બરાબર આવડતું નથી, એટલે ઇંગ્રેજી વાક્યરચના સમજતી નથી; અને ઇંગ્રેજી વાક્યો બનાવવા જતાં જ્યારે હસવા જેવી ભૂલો થાય છે ત્યારે કંટાળીને તેઓ ઇંગ્રેજી શીખવાનું મૂકી દે છે. માટે આ પુસ્તકમાં પહેલાં ગુજરાતી વ્યાકરણ થોડુંક સમજાવ્યું છે. એથી આ એક મ્હોટી મુશ્કેલી દૂર થશે. બીજી મુશ્કેલી નવા ઇંગ્રેજી શીખનારને ઇંગ્રેજી વ્યાકરણના બહુવચન અને કાળોના નિયમોની નડે છે. તે અડચણ દૂર કરવા સારૂ આ પુસ્તકમાં શરૂઆતમાં કાંઈપણ નિયમો આપ્યાજ નથી. નામનાં તેમજ ક્રિયાપદનાં રૂપો બતાવ્યાં છે અને વાક્ય કેમ ગોઠવાય, કયો શબ્દ ક્યાં મૂકાય એજ શીખવાનો પ્રયત્ન કર્યો છે. આટલું બતાવ્યા પછી સાધારણ રીતે ગુજરાતીમાંથી ઇંગ્રેજી તરજુમો કરવાનું શીખવવામાં આવે છે તેને બદલે પહેલાં ઇંગ્રેજી વાક્યોનો ગુજરાતીમાં તરજુમો કરવા આપવાનો રિવાજ રાખ્યો છે, અને ત્યારપછી ગુજરાતીનો ઇંગ્રેજીમાં તરજુમો કરવાનાં વાક્યો આપ્યાં છે. ઇંગ્રેજીમાં વાક્યો કેમ રચાય છે તેના નિયમ એકલા જાણવાથી ઇંગ્રેજી વાક્યો ઝટ બનતાં નથી. પરંતુ ઇંગ્રેજી વાક્યો જાતે વાંચવાથી શબ્દોનો અનુક્રમ ઝટ મનમાં ઉતરી જાય છે અને પછી જો ગુજરાતીનું ઇંગ્રેજી કરવામાં આવે તો તે સહેલું પડે. એકવાર ચોક્કસ આટલું આવડયું કે પછી બીજું વધારે શીખતાં વાર લાગશે નહિ. સાદા કાગળો, સા દીચીઠ્ઠીઓ પણ આ ભાગનો પુરો અભ્યાસ કરનારને આવડશે.

બીજો ભાગ તૈયાર કરવા માંડયો છે અને આશા છે કે થોડા સમયમાં પ્રેસમાં આપવાનું બની શકશે.

સાર્વજનિક હાઈસ્કૂલ–સુરત. }
૪ ફેબ્રુઆરી ૧૯૧૧. } વી. હ. મહેતા

# અંગ્રેજી-શિક્ષક.

## ભાગ ૧ લો.

આ પુસ્તકનો અભ્યાસ કરતી વખતે હેઠેના નિયમો ધ્યાનમાં રાખવાની ભલામણ કરીએ છીયે.

જેઓ એ નિયમો ધ્યાનમાં રાખશે તેઓને ઝટ અંગ્રેજી આવડી જશે એવી અમારી ખાત્રી છે. દરેક કામ કરવાના નિયમો હોય છે. અને જો તે નિયમોને અનુસરીને કામ કરવામાં આવે તો પરિણામ ધારેલુંજ આવે.

(૧) પહેલો અને સૌથી મૂખ્ય નિયમ આ છે કે આખું પુસ્તક એક સપાટે વાંચી જવાથી સ્હેજ પણ અંગ્રેજી આવડશે નહિ એટલું યાદ રાખવું. દરેક પાઠ જુદો જુદો બરાબર તૈયાર કરવાથીજ આવડશે. તેમ એક પાઠ અહિંઆથી, બીજો ત્હણેથી, એમ અનુક્રમ જાળવ્યા વગર પણ જો અભ્યાસ કરવામાં આવશે, તો પણ હેતુ પાર નહિ પડે. કેમકે આખો લાડવો કાંઈ મ્હોમાં એકદમ મૂકી શકાય નહિં. પહેલો પાઠ કર્યા પછી બીજો, બીજા પછી ત્રીજો, એમ એક પછી એક પાઠ કર્યા જવા.

(૨) પહેલાં અંગ્રેજી વાક્યો આપ્યાં છે તેમાં પ્રસ્તાવનામાં કહ્યા પ્રમાણે ઉંડો હેતુ સમાએલો છે. માટે પહેલાં અંગ્રેજી વાક્યોનો તરજુમો કરવો અને તેમાં શબ્દો કેમ ગોઠવ્યા છે તે ધ્યાનમાં રાખવું.

અને પછી તે નમુના ઉપર આપેલાં ગુજરાતી વાક્યોનો તરજુમો કરવો; આથી ઉલટો ક્રમ કદી કરવો નહિ. એમ કરવાથી ગોથાં ખાવાં પડશે.

(૩) આ પુસ્તક શિક્ષકની મદદ વિના શીખવાનું હોવાથી પાછળ તરજુમા આપ્યા છે. પરંતુ એ તરજુમાનો ઉપયોગ પોતાનાં વાક્યો ગોઠવ્યા પછીજ કરવો. પહેલાં તેનાપર નજર સરખી પણ કરવી નહિ. અભ્યાસમાં તેમજ અન્ય કાર્યોમાં પોતાનાપરજ વિશ્વાસ રાખ્યાથી કામ સારૂં થાય છે તે ભૂલવું નહિ.

(૪) જોડણી એ એક મોટી બાબત છે, તે હમેશાં ધ્યાનમાં રાખવું. અને દરેક શબ્દ કેમ લખાય છે તે ચોક્કસ યાદ રાખવું.

(૫) પુસ્તકમાં આપેલાં નહિ એવાં વાક્યો શીખેલા શબ્દોમાંથી બનાવી જોવાં.

(૬) પાછળ જે તરજુમા આપ્યા છે તેનું અંગ્રેજીનું ગુજરાતી અને ગુજરાતીનું અંગ્રેજી કરી મૂળ વાક્યો સાથે સરખાવી જોવું.



## મૂળાક્ષરો વિષે સમજ.

### ઇંગ્રેજી મૂળાક્ષરનાં નામ.

એ, બી, સી, ડી, ઈ, એફ, જી, એચ,

આઈ, જે, કે, એલ, એમ, એન,

ઓ, પી, કયુ, આર, એસ, ટી,

યુ, વી, ડબલ્યુ, એકસ, વાઈ, ઝેડ.

### ઇંગ્રેજી મૂળાક્ષરો.

( ૧ ) છાપવાના મ્હોટા અક્ષરો.

A B C D E F G H I J K L M

એ બી સી ડી ઇ એફ જી એચ આઇ જે કે એલ એમ

N O P Q R S T U V W X

એન ઓ પી કયુ આર એસ ટી યુ વી ડબલ્યુ એકસ

Y Z.

વાઇ ઝેડ.

(૨) છાપવાના ન્હાના અક્ષરો.

a b c d e f g h i j k l m n o p

q r s t u v w x y z.

(૩) લખવાના મ્હોટા અક્ષરો.

*A B C D E F G H I J K L*

*M N O P Q R S T U V W*

*X Y Z.*

(૪) લખવાના ન્હાના અક્ષરો.

*a b c d e f g h i j k l m n o p*

*q r s t u v w x y z*

આમાં અક્ષરો બે જાતના છે. (૧) છાપવાના અને (૨) લખવાના. આ દરેક જાતના અક્ષરમાં પણ બે જાત છે. (૧) મ્હોટા; (૨) ન્હાના. છાપવાના અક્ષરો ચોપડીઓ છાપવાના કામમાં આવે છે, અને લખવાના અક્ષરો લખવામાં વપરાય છે.

**અક્ષરો જોડવાની રીતઃ**—છાપવાના અક્ષરો એક બીજાની સાથે મૂકવાથી જોડાય છે; બે અક્ષરની વચ્ચે જોડાણ કરવાની જરૂર નથી. આપણે ગુજરાતીમાં પણ એમજ લખીએ છીએ. "કલમ" એ શબ્દ લખવો હોય તો 'ક' 'લ' અને "મ" ને સાથે મુકીએ છીએ. તે પ્રમાણે ઇંગ્રેજીમાં Pen (પેન) એ શબ્દ છાપવો હોય તો 'P' 'e' અને n સાથે મૂકી દેવાથી તે શબ્દ લખાય છે. પરંતુ લખવાની રીત જુદી છે. લખવાના અક્ષરો એક બીજા સાથે જોડવા પડે છે. Pen એજ શબ્દ જો આપણે લખવો હોય તો લખવાના અક્ષરોમાંથી 'p', 'e' અને 'n' લઇ જોડયા વિના સાથેજ મૂકીએ તો ન ચાલે; પણ તેમને જોડવા જોઇએ. અને તેમની આગળ પાછળ જે પાંખડાંઓ જણાય છે તે આટલા સારૂજ રાખેલાં છે. અને તેથી જો આપણે આ પાંખડાંઓ જોડી દઇએ તો એક શબ્દ લખી શકાય; જેમકે *pen*. *p* ના પાછલા પાંખડાને *e* ની સાથે જોડયું, અને *e* ના છેડાને *n* ના આગલા પાંખડા સાથે જોડયો, એટલે *pen* શબ્દ લખાયો. એ પ્રમાણે દરેક અક્ષર એક બીજા સાથે કેમ જોડાય છે તે પરથી જણાશે.

*abcdefghijklmnopqrstuvwxyz.*

ગમે તે અક્ષરો લઇ ઉપર પ્રમાણે દરેક છૂટો જણાય છતાં બે અક્ષર વચ્ચે તુટ પડે નહિ એવી રીતે જોડવાનો પ્રયત્ન કર્યાથી અક્ષરો કેમ જોડવા તે સમજાઇ જશે.

## પાઠ ૧ લો.

ઇંગ્રેજી મૂળાક્ષરના મુખ્ય બે ભાગ કરવામાં આવેલા છે. (૧)

**સ્વર અને વ્યંજન** સ્વર અને વ્યંજન. A, E, I, O, U, Y એ અક્ષરોને સ્વર કહે છે. અને એ સિવાયના બીજાને વ્યંજન કહે છે. એટલે B, C, D, F, G, H, J, K, L, M, N, P, Q R, S, T, V, W, X, Z, એટલા વ્યંજન છે.

A, E, I, O, U, Y, એ અક્ષરોનો બીજા અક્ષરોની સહાય વિના ઉચ્ચાર થઈ શકે છે, અને બીજા અક્ષરોની સાથે જોડાતાં ગુજરાતીમાં કાનો ( ા ) માત્રા ( ે ) વગેરે જે કામ કરે છે તેવું કામ કરે છે. ગુજરાતીમાં આપણે "કા" એ શબ્દ લખવો હોય તો 'ક' લખી તેની સાથે કાનો મુકીએ તો "કા" ઉચ્ચાર થાય. હવે ઈંગ્રેજીમાં "કા" લખવો હોય તો K લઇને તેની સાથે A જોડવાથી કા થાય. Ka=કા.

ત્યારે હવે શબ્દો લખતાં શીખવાને સારૂ દરેક અક્ષરનો ઉચ્ચાર અને અવાજ કેવો થાય છે તે જાણવાની જરૂર છે. તેનો કોઠો નીચે આપીએ છીએ.

**સ્વર.**

A, અ, એ, ઍ, આ, ૉ, એઈ.　　E, એ, અ, ઈ.
I, આઈ, ઈ.　　O, ઓ, ૉ, અ.
U, અ, ઉ, યુ.　　Y, આઇ, ઇ, ય.

**વ્યંજન.**

B, બ. C, ક, સ. D, ડ. F, ફ. G, ગ, જ.
H, હ, અ. J, જ. K, ક. L, લ. M, મ.

N, ન. P, પ. Q, ક R, ર S, સ. T, ટ. V, વ. W, વ. X, કસ. Z, ઝ.

હવે હેઠેના કોઠામાં ગુજરાતી મૂળાક્ષરો ઇંગ્રેજી કયા મૂળાક્ષરોથી લખાય તે બતાવ્યું છે.

ક, K. ખ, KH. ગ, G. ઘ, GH. ઙ, NG. ચ, CH. છ, CHH. જ, J. ઝ, JH. ટ, T. ઠ, TH. ડ, D. ઢ, DH. ણ, N. ત, T.. થ, TH. દ, D. ધ, DH, TH. ન, N. પ, P. ફ, F. બ, B. ભ, BH. મ, M. ય, Y ર, R. લ, L. વ, V, W. શ SH. ષ, SH. સ, S. હ, H. ળ, L. ક્ષ, KSH. જ્ઞ, GN. અ, A, U, E. આ, A, AA. ઇ, I, E. ઈ, E, EE. ઉ, U, O ઊ, U, OO.

## પાઠ ૨ જો.

હેઠે લખેલાં ઇંગ્રેજી નામોના ઉચ્ચાર કરો:—

Champaklal, Ghelabhai, Kalighat, Mansing, Chhipwad, Bhootan, Take, Cap, Map, Tape, Tall, Toll, Fun, Tooth, Teeth, Done, Are, Pine, Nine, Get, Pet, Net, Seat, Tease, Fee, Done, Some, Come, Go, Serpent, Sin, Pole, Dole Frog, Gum, Glue, Tune, Cub, Cup, Fly, Cry, Dry.

હેઠેના શબ્દો ઇંગ્રેજીમાં લખોઃ—

ગંગારામ, ખરશેદજી, સુમુખરામ, અનંગપુર, ઝવેરીલાલ, ધોળા, ગોધરા, દાસરા, ધનપ્રસાદ, ઠાકર, થાણા, ભાવનગર, શંભુપ્રસાદ, કુરૂક્ષેત્ર, જ્ઞાનસ્વરૂપ.

આ દૃષ્ટાંતોમાં સ્વરોના ઉચ્ચાર કેવા થાય છે તે લક્ષમાં રાખોઃ—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| Go | So | No | To | Do | At | An | Am. |
| ગો | સો | નો | ટુ | ડુ | ઍટ | ઍન | ઍમ. |

at:—Cat, (કૅટ). Bat, (બૅટ). Fat, (ફૅટ). Sat, (સૅટ). Rat, (રૅટ). Mat, (મૅટ).

an:—Can, (કૅન). Man, (મૅન). Ran, (રૅન). Fan, (ફૅન). Pan, (પૅન). And, (ઍન્ડ). Land, (લૅન્ડ).

et:—Let, (લેટ). Pet, (પેટ). Net, (નેટ). Wet, (વેટ). Get, (ગેટ). Set, (સેટ).

it;—Sit, (સિટ). Pit, (પિટ). Split, (સ્પ્લિટ). Fit, (ફિટ). Kit, (કિટ). Bit, (બિટ).

ot:—Dot, (ડૉટ). Not, (નૉટ). Got, (ગૉટ). Hot, (હૉટ). Pot (પૉટ).

ut:—But, (બટ). Hut, (હટ) Cut, (કટ). Shut, (શટ). Nut, (નટ).

ad:—Lad, (લૅડ). Had, (હૅડ). Mad, (મૅડ). Pad, (પૅડ). Glad, (ગ્લૅડ).

ed:—Red, (રેડ). Bed, (બેડ). Fed, (ફેડ). Led, (લેડ).

id:—Bid, (બિડ). Did, (ડિડ). Hid, (હિડ). Kid, (કિડ). Lid, (લિડ).

op:—Hop, (હૉપ). Top, (ટૉપ). Stop, (સ્ટૉપ). Crop, (ક્રૉપ). Drop, (ડ્રૉપ).

up:—Cup, (કપ). Pup, (પપ).

all:—Fall, (ફૉલ). Call, (કૉલ). Ball, (બૉલ). Tall, (ટૉલ) Wall, (વૉલ).

ar:—Far, (ફાર). Car, (કાર). Tar, (ટાર). Bar, (બાર).

ull:—Full, (ફુલ). Pull, (પુલ).

## પાઠ ૩ જો.

હવે ગુજરાતી આંકડાઓ ઇંગ્રેજીમાં કેમ બોલાય તથા લખાય છે તેનો કોઠો નીચે આપ્યો છે.

૧, 1 One, (વન). ૨, 2 Two, (ટુ).
૩, 3 Three, (થ્રી). ૪, 4 Four, (ફોર).
૫, 5 Five, (ફાઇવ). ૬, 6 Six, (સિક્સ).
૭, 7 Seven, (સેવન). ૮, 8 Eight, (એઇટ).
૯, 9 Nine, (નાઇન). ૧૦, 10 Ten, (ટેન).
૧૧, 11 Eleven, (ઇલેવન). ૧૨, 12 Twelve, (ટવેલ્વ).
૧૩, 13 Thirteen, (થર્ટીન). ૧૪, 14 Fourteen, (ફોરટીન).
૧૫, 15 Fifteen, (ફિફ્ટીન). ૧૬, 16 Sixteen, (સિકસટીન).
૧૭, 17 Seventeen, (સેવનટીન).
૧૮, 18 Eighteen, (એઇટીન).
૧૯, 19 Nineteen, (નાઇનટીન).
૨૦, 20 Twenty, (ટવેન્ટિ).

વીશ પછીના આંકડા બોલવાની રીત એકજ છે. એટલે બધાનાં નામ આપ્યાં નથી, પરંતુ ૩૦, ૪૦, ૫૦, ૬૦, ૭૦, ૮૦, ૯૦, અને ૧૦૦ એટલાનાંજ આપ્યાં છે.

૩૦, 30 Thirty, ( થર્ટિ ).
૪૦, 40 Forty, ( ફૉર્ટિ ).
૫૦, 50 Fifty, ( ફિફ્ટિ ).
૬૦, 60 Sixty, ( સિક્સ્ટિ ).
૭૦, 70 Seventy, ( સેવન્ટિ ).
૮૦, 80 Eighty, ( એઈટી ).
૯૦, 90 Ninety, ( નાઇન્ટિ ).
૧૦૦, 100 One hundred, ( વન હન્ડ્રેડ ).

હવે ' એકત્રીશ " બોલવા હોય તો એકત્રીશનો આંકડો ત્રીશ અને એકનો બનેલો છે માટે ત્રીશનો Thirty અને એકનો One મળી Thirty-one કહેવાય. તેમજ બત્રીશ એટલે Thirty-two. તેજ પ્રમાણે Thirty-nine એટલે ઓગણચાળીશ. વળી Forty-five એટલે પીસ્તાળીશ, Sixty-seven એટલે સડસેટ, Seventy-seven એટલે સીત્તોતેર, Eighty-three એટલે ત્યાસી. તેજ પ્રમાણે "એકવીશ" એટલે Twenty-one, બાવીશ એટલે Twenty-two વગેરે.

હવે સો એટલે One hundred; તેમ બસો એટલે Two hundred; એ પ્રમાણે hundred આગળ એક, બે, વગેરે સંખ્યાના શબ્દો મૂકવાથી નવસો Nine hundred લગી ગણી શકાય. પછી એક હજારને માટે One thousand [ વન થાઉઝન્ડ. ]

ત્રણ રકમના આંકડા સામટા બોલવા હોય તો પહેલાં સોનો આંકડો, પછી દશકનો આંકડો, અને પછી એકમનો આંકડો એમ બોલાય. છેલ્લા બે શબ્દો વચ્ચે 'and' મૂકવો. એકસોને પચ્ચીશ, One hundred and twenty-five. પાંચશોને સત્તાવીશ, Five hundred and twenty-seven. એજ પ્રમાણે હજારની રકમ બોલવી હોય તો બોલાય. પાંચ હજાર નવસોને સત્યાસી Five thousand, nine hundred and eighty seven *

આ પ્રમાણે સંખ્યાઓ લખાય છે. સાધારણ ઉપયોગમાં આવે તેવી સંખ્યાઓ લઇને તેને ઇંગ્રેજીમાં લખવાનો પ્રયત્ન કરવાથી સંખ્યાઓ ઇંગ્રેજીમાં લખતાં સહેલથી આવડી જશે.

## પાઠ ૪ થો.

નીચેની સંખ્યાઓ ઇંગ્રેજી આંકડા અને શબ્દોમાં લખો.
૯૫, ૮૫, ૭૯, ૯૮, ૬૪, ૪૬, ૫૨, ૨૬, ૩૮, ૫૭૨, ૯૦૫, ૪૭૮, ૪૪૫૭, ૭૫૪૩, ૧૫૫૨૯, ૫૦૩૦૯.

હવે ઈંગ્રેજી આંકડામાં લખેલી સંખ્યાને ઈંગ્રેજી શબ્દોમાં લખો:–
529, 845, 1098, 764, 647, 467, 853, 385, 10809, 80796.

---

* કોઇપણ સંખ્યાની જગ્યાએ મીડું હોય તો તે જે સ્થાને હોય તેનો શબ્દ બોલવો નહિ. જેમકે પાંચસોને બે, ૫૦૨; આ આંકડામાં દશકનો આંકડો છે નહિ માટે Five hundred and two. દશ હજાર પછી લાખને ઇંગ્રેજીમાં Lac કહે છે, અને દશ લાખને Ten Lacs, અથવા Hundred Thousand કહે છે. આ બાબતની વધુ વિગત ભાગ બીજામાં મળશે.

# પાઠ ૫ મો.

હવે ઇંગ્રેજી વાક્યો કેમ ગોઠવાય તે શીખાશું. પરંતુ ઇંગ્રેજી વાક્યો ગોઠવતાં શીખાય ત્યાર પહેલાં ગુજરાતી વ્યાકરણનો થોડો વિચાર કરી લેવાની જરૂર છે. કારણ કે થોડુંક ગુજરાતી વ્યાકરણ જાણ્યા વિના ઇંગ્રેજી વાક્યો બરોબર ગોઠવતાં આવડવાં કઠીન છે.

કોઇ પણ ભાષાના શબ્દોના એક રીતે ભાગ થઈ શકે છે. અને એક શબ્દ જે કામ કરે છે તે ઉપરથી તેને અમુક વર્ગમાં મૂકવામાં આવે છે. જેમકે "ચોપડી" એ શબ્દ એક વસ્તુનું નામ છે માટે તેને નામ કહે છે. જવું, ખાવું, વગેરે શબ્દો જવાની, ખાવાની ક્રિયા બતાવે છે માટે તેને ક્રિયાપદ કહે છે. એવી રીતે શબ્દો જુદા જુદા વર્ગમાં વહેંચાઈ જાય છે, અને સાધારણ રીતે હેઠેના વર્ગો પડે છે.

(૧) નામ (૨) સર્વનામ (૩) ક્રિયાપદ (૪) વિશેષણ (૫) ક્રિયા વિશેષણ (૬) શબ્દયોગી અથવા વાક્યયોગી અવ્યય (૭) નામયોગી અવ્યય.

**નામ**

જે શબ્દ પ્રાણી, પદાર્થ, ગુણ, ક્રિયા, વગેરેનું નામ સૂચવતો હોય તે નામ કહેવાય છે. માણસ, ગાય, એ પ્રાણીનાં નામ છે માટે તે નામ કહેવાય છે. 'પુસ્તક' એ પદાર્થનું નામ છે માટે એ પણ નામ કહેવાય; હિંમત, મિઠાશ, વગેરે ગુણનાં નામ છે માટે તે પણ નામ કહેવાય.

સર્વનામ એટલે જે શબ્દ નામને બદલે વાપરવામાં આવે તે.

**સર્વનામ** એકનું એક નામ વારેવારે બોલવું ઠીક ન લાગે માટે નામને બદલે, તે, તેઓ, વગેરે શબ્દો વાપરીએ છીએ. "હું છગનલાલને બોલાવવા ગયો ત્યારે તે ઘેર ન હતો." આ વાક્યમાં બીજીવાર છગનલાલ એ શબ્દ ન વાપરતાં તેને બદલે તે વાપર્યો છે. માટે 'તે' સર્વનામ છે. "મેં પરેતાપરાયને બહુ કહ્યું પણ એણે માન્યુંજ નહિં."

**ક્રિયાપદ** જે શબ્દથી કોઈપણ ક્રિયા થતી હોય છે એવું સમજાય છે તે શબ્દને ક્રિયાપદ કહે છે. "રામ સીતાને પરણ્યા" એમાં પરણ્યા શબ્દથી લગ્નની ક્રિયા સમજાય છે માટે એ શબ્દ ક્રિયાપદ કહેવાય છે. તેમજ ઘોડો દોડે છે, કુતરાં ભસે છે, છોકરાં રમે છે, એ વાક્યોમાં 'દોડે છે', 'ભસે છે', 'રમે છે', એ ક્રિયાપદો છે; કારણકે તેથી 'દોડવાની', 'ભસવાની', અને 'રમવાની' ક્રિયા સમજાય છે.

**વિશેષણ** જે શબ્દ નામનો ગુણ બતાવે છે તેને વિશેષણ કહે છે. જેમકે, રાતો ઘોડો, કાળો કુતરો, સુંદર ચહેરો; આમાં રાતો એ શબ્દથી ઘોડાનો, અને કાળો એ શબ્દથી કુતરાનો રંગ સમજાય છે. તેમજ સુંદર એ શબ્દથી ચહેરાનો ગુણ સમજાય છે. માટે આ શબ્દો વિશેષણ કહેવાય. દષ્ટાંતઃ—સારો ખોરાક, ખોટું વર્તન, નઠારી ટેવ, વગેરે. જે શબ્દો સંખ્યા બતાવે છે તે શબ્દોનો પણ આ વર્ગમાંજ સમાવેશ થાય છે. જેમકેઃ-પાંચ છોકરા; હજાર માણસો; વગેરે.

વિશેષણ જેમ નામનો ગુણ બતાવે છે તેમ ક્રિયા વિશેષણ ક્રિયાપદનો ગુણ બતાવે છે; એટલે ક્રિયા કેવી રીતે

**ક્રિયા વિશેષણ** થાય છે તે વગેરે બતાવે છે. તે ઉતાવળો ચાલે છે; ગવૈયો સારૂં ગાય છે; છોકરો મોટેથી વાંચે છે; ગંગા નદી જોસભેર વહે છે; વગેરે. અહિં 'ઉતાવળો', 'સારૂં', 'જોસભેર', એ ક્રિયાવિશેષણો છે.

જે શબ્દ નામની સાથે જોડાઇ તેનો વાક્યમાં ક્રિયાપદ વગેરે સાથે શું સંબંધ છે તે બતાવે છે તે શબ્દ

**નામયોગી અવ્યય** નામયોગી અવ્યય કહેવાય છે. "ચોપડી મેજ ઉપર મૂકો," "આ માણુસ ઝાડ હેઠે બેઠો છે."

બે શબ્દને, વાક્યના બે ભાગને, અથવા બે વાક્યોને એક બીજા સાથે જે શબ્દથી જોડાય છે તેને વાક્યયોગી

**વાક્ય યોગી** (ઉભયાન્વયી) કહે છે. "કાલે પરીક્ષા છે માટે મ્હારે નિશાળે વહેલા જવું છે." "આજ તો આપણાથી બહાર નહિ જવાય કેમકે વરસાદ ઘણો આવે છે." આ વાક્યોમાં માટે, કેમકે એ શબ્દો વાક્યયોગી કહેવાય. કે, અને, તથા એ શબ્દો વાક્યયોગી તરીકે વપરાય છે.

## પાઠ ૬ ઠ્ઠો.

## કર્ત્તા અને ક્રિયાપદ.

વ્યાકરણનું આગળ કહ્યું એટલું જ્ઞાન થયા પછી હવે આપણને વાક્ય રચના સમજવી સહેલ થઈ પડશે. કેટલાંક વાક્યો લઈને તેમાં મૂખ્ય કઈ બાબતો છે તે જોઇશું એટલે વાક્ય રચના સમજાશે. રાવણ સીતાને હરી ગયો. પાંડવોએ કૈરવોને હરાવ્યા. દુર્યોધને

દ્રોપદીની લાજ લીધી. રામલાલે રમણલાલને સારૂં કર્યું. ગાયો ઘાસ ખાય છે. ઘોડો દોડે છે. વરસાદ વરસે છે. નદીમાં પૂર ચઢે છે. આ બધા વાક્યોમાં એ બાબત ખાસ નજરે પડે છે. દરેક વાક્ય કાંઈ ક્રિયા થાય છે એમ બતાવે છે, અને તેટલા માટે દરેક વાક્યમાં ક્રિયાપદ વપરાયલું છે. વળી એમ પણ જણાય છે કે ક્રિયા કરનાર પણ કોઈ હોય છે અને જેનાપર ક્રિયા થાય છે તે પણ કેટલાંક વાક્યોમાં જોવામાં આવે છે. 'પાંડવોએ કૌરવોને હરાવ્યા' એ વાક્યમાં હરાવવાની ક્રિયા થઈ. ક્રિયાના કરનાર પાંડવો અને એ ક્રિયા કૌરવોના સંબંધમાં થઈ. આ પ્રમાણે બધાં વાક્યો તપાસીશું તો જણાશે કે દરેક વાક્યમાં ક્રિયાનો કરનાર અને ક્રિયા બતાવનાર શબ્દો તો હોવાજ જોઈએ. એમના વિના વાક્ય બનાવી શકાય નહિ. પણ દરેક વાક્યમાં કોના સંબંધમાં ક્રિયા કરવામાં આવે છે તે બતાવનાર શબ્દની જરૂર નથી. દાખલા તરીકે, ' ઘોડો દોડે છે ' એ વાક્યમાં દોડવાની ક્રિયા કરનાર "ઘોડો" છે, ક્રિયા બતાવનાર "દોડે છે" છે. કોના સંબંધમાં ક્રિયા થાય છે તે બતાવનાર કાંઈ નથી. માટે આપણે ધ્યાનમાં એટલું રાખવાનું કે વાક્યમાં ક્રિયા કરનાર ( કર્તા ) અને ક્રિયા બતાવનાર (ક્રિયાપદ) તો જોઈએજ; જેના સંબંધમાં ક્રિયા થાય છે તે ( કર્મ ) હોય કે ન હોય.

અંગ્રેજીમાં વાક્ય રચવું હોય તો પહેલાં ક્રિયા કરનાર (કર્તા), પછી ક્રિયાપદ, અને છેડે કર્મ, (જેના સંબંધમાં ક્રિયા થઈ હોય તે) આવે. આ ક્રમ આપણા ગુજરાતી ક્રમથી જુદો છે. ગુજરાતીમાં પહેલાં કર્તા, પછી કર્મ અને છેવટે ક્રિયાપદ એમ આવે છે. આ ફેર ધ્યાનમાં રાખવાનો છે.

હવે વાક્ય રચનાનો આરંભ કરીએ ત્યાર પહેલાં એક બે બાબતો લક્ષમાં રાખવાની છે. આપણે જોયું કે વાક્યમાં કર્તા અને ક્રિયાપદ બે આવવાંજ જોઇએ. અને સહજ વિચાર કરીશું તો માલમ પડશે કે કર્તા અને ક્રિયાપદ બંનેને બહુ ગાઢો સંબંધ છે. કર્ત્તા, એકવચનમાં અથવા બહુવચનમાં હોય તે પ્રમાણે ક્રિયાપદને પણ એકવચનનું કે બહુવચનનું રૂપ આપવું જોઇએ. ગુજરાતીમાં પણ આપણે "ચાર ભાઇઓ લડયો" એમ કહેતા નથી, પણ ચાર ભાઈઓ લડયા, એમ કહીએ છીએ. તેમજ ભાઇનું બહુવચન ભાઇઓ કરી કહીએ છીએ. તેજ પ્રમાણે અંગ્રેજીમાં પણ નામના અને ક્રિયાપદના રૂપમાં બહુવચન દર્શાવવા સારૂ ફેર થાય છે શી રીતે અને કેવા ફેર થાય છે તેના નિયમો પાછળથી આપવામાં આવશે. આ પાઠોમાં તો માત્ર [ એ ] એવી સંજ્ઞાથી એકવચનમાં વાપરવાનો શબ્દ સમજવો. અને [બ] એ સંજ્ઞાથી બહુવચનમાં વાપરવાનો શબ્દ સમજવો. ક્રિયાપદના સંબંધમાં પણ એવીજ સંજ્ઞાઓથી એકવચનનાં અને બહુવચનનાં રૂપ દર્શાવ્યાં છે. એકવચન સાથે એકવચનનું રૂપ અને બહુવચન સાથે બહુવચનનું રૂપ વાપરવું.

## શબ્દો.

### નામો.

ભાઇ, (એ). a brother (એ બ્રધર); (બ). brothers (બ્રધર્સ).
બહેન, (એ). a sister (એ સિસ્ટર); (બ). sisters (સિસ્ટર્સ).
છોકરો, [એ]. a boy (એ બોય); [બ]. boys (બોયઝ)
છોકરી, [એ] a girl (એ ગર્લ); [બ] girls (ગર્લ્સ)
દીકરી, [એ]. a daughter [એ ડોટર]; [બ]. દીકરીઓ, daughters (ડોટર્સ).

દીકરો, a son, [એ સન]; (બ). દીકરા sons (સન્સ).
પુરૂષ, (એ). a man (એ મૅન); (બ). men (મેન).
સ્ત્રી, (એ). a woman (એ વુમન); (બ). women, (વિમેન).
ચાકર, (એ) a servant (એ સરવન્ટ); (બ). servants (સરવન્ટસ).
કાકો મામો, માસો, ફુઓ, (એ). an uncle (ઍન અન્કલ); (બ) uncles (અન્કલ્સ).
કાકી, મામી, માસી, ફોઇ, (એ). an aunt (ઍન આન્ટ); (બ). aunts (આન્ટસ).
રોટલી, (એ). a bread (એ બ્રેડ); (બ). breads (બ્રેડઝ).
છોકરૂં, (એ). a child (એ ચાઇલ્ડ); (બ). children (ચિલ્ડ્રન).
પાણી, water (વૉટર).
દુધ, milk (મિલ્ક).
ચા, tea (ટી).
ખાંડ, sugar (શુગર).
ચોપડી, (એ). a book (એ બુક); (બ). books (બુક્સ).
વાસણ, (બ). Utensils (યુટેન્સિલ્સ).
કપડાં, (બ). clothes (ક્લોધસ).

## ક્રિયાપદો.

જાય છે, (એ). goes (ગોઝ); (બ). go (ગો).
ખાય છે, (એ). eats (ઇટસ); (બ). eat (ઇટ).
દોડે છે, (એ). runs (રન્સ); (બ). run (રન).
પીએ છે, (એ). drinks (ડ્રીંક્સ); (બ). drink (ડ્રીંક).
રમે છે, (એ). plays (પ્લેઇઝ); (બ). play (પ્લે).

કુદે છે, (એ). jumps (જમ્પસ); (બ). jump (જમ્પ).
હસે છે, (એ). laughs (લાફ્સ); (બ). Laugh (લાફ).
વાંચે છે, (એ). reads (રીડ્ઝ); (બ). Read (રીડ).
ધુએ છે, (એ). washes (વૉશીઝ); (બ). Wash (વૉશ).
ચહાય છે, (એ). loves (લવ્ઝ); (બ). Love (લવ);
(એ) likes (લાઇક્સ); (બ). Like, (લાઇક).
બનાવે છે, (એ). prepares (પ્રિપેર્સ); (બ). Prepare (પ્રિપેર)

સુચનાઃ–કોઈ મુકરર નહિ એવા ગમે તે એક માણસ અથવ એવી ગમે તે એક વસ્તુનું નામ વાપરવું હોય તો નામની આગળ *A* 'એ' મૂકવો. એક કરતાં વધારે વસ્તુ હોય ત્યાં *A* 'એ' ન આવે, અને અમુક કોઈ ચોક્સ વસ્તુ યા માણુસનો વિચાર કરતા હોઇએ તો નામની આગળ *The* 'ધી' શબ્દ મુકવો.

દૃષ્ટાંતોઃ–a girl એટલે ગમે તે એક છોકરી. પરંતુ the girl એટલે અમુક મુકરર છોકરી. 'છોકરીઓ' એ બહુવચનમાં છે; માટે girls થાય. અમુક છોકરીઓ વિશે બોલવું હોય તો the girls. ગમે તે છોકરીઓ માટે બોલવું હોય તો એકલું girls.

## પાઠ ૭ મો.

**હેઠે લખેલાં ઈંગ્રેજી વાક્યોનું ગુજરાતી કરોઃ—**

1.+The child eats bread. 2. Servants wash utensils. 3. Women drink water. 4. Men like

---

+વાક્યના પહેલા શબ્દનો પહેલો અક્ષર મ્હોટો મૂકવો. જેમ T, Theમાં છે તેમ.

children. 5. Children drink milk. 6. The child eats sugar. 7. The boys read a book. 8. Children love aunts. 9. Boys drink tea. 10. Boys and* girls. 11. A boy and* a girl. 12. A man and a woman. 13. A woman washes clothes. 14. A man drinks tea. 15. Boys read books and girls play.

નીચેનાં ગુજરાતી વાક્યોને ઇંગ્રેજીમાં લખોઃ—

વાક્યોઃ—૧. છોકરો દોડે છે. ૨. 'અમુક' છોકરાઓ રમે છે. ૩. છોકરીઓ પાણી પીએ છે. ૪. છોકરો 'અમુક' કુદે છે. ૫. ચાકરો કપડાં ધુએ છે. ૬. 'અમુક' છોકરૂં દોડે છે. ૭. છોકરાં દૂધ પીએ છે. ૮. સ્ત્રીઓ લુગડાં ધુએ છે. ૯. છોકરાંઓ ચોપડીઓ વાંચે છે. ૧૦. 'અમુક' પુરૂષ છોકરાને ચહાય છે. ૧૧. સ્ત્રીઓ છોકરાંને ચહાય છે. ૧૨. કાકી ચા બનાવે છે. ૧૩. છોકરૂં ખાંડ ખાય છે. ૧૪. ચાકરો વાસણ માંજે છે. ૧૫. છોકરો દૂધ પીએ છે. ૧૬. ચાકર હસે છે. ૧૭. 'અમુક' મામી રોટલી ખાય છે. ૧૮. છોકરાઓ કાકીઓને ચહાય છે. ૧૯. છોકરાંઓ ખાંડ ખાય છે.

to schōol ( ટુ સ્કૂલ ) નિશાળે. they (ધે) તેઓ.
rises (રાઇઝીસ) ઉગે છે. a cock (કોક) મરઘો. (અમુક.)
crows (ક્રોઝ) કૂકડેકૂક કરે છે. bees (બીઝ) મધમાખીઓ.
honey (હની) મધ. masons (મેસન્સ) કડીઆ.

---

* and (એન્ડ)=અને, તથા.

build (બીલ્ડ) બાંધે છે. houses (હાઉસીઝ) ઘરો.
are (આર) છે. Ganga ગંગા ( સ્રીનું નામ ).
pulls (પુલ્સ) ખેંચે છે. cart (કાર્ટ) ગાડું.
kills (કીલ્સ) મારે છે. fox (ફોક્સ) લોંકડી.
foxes (ફોક્સીઝ) લોંકડીઓ. cries (ક્રાઈઝ) રડે છે.
birds (બર્ડ્ઝ) પક્ષીઓ. God (ગૉડ) પરમેશ્વર.

હેઠેનાં વાક્યોનું ગુજરાતી કરો.

1. I read a book. 2. They go to school. 3. The sun rises. 4. The cock crows. 5. Dogs bark. 6. Bees make honey. 7. Masons build houses. 8. They are brother and sister. 9. Ganga sings a song. 10. Boys read books. 11. An ox pulls a cart. 12. Cows eat grass. 13. I have two horses. 14. He kills a fox. 15. They kill foxes. 16. The mouse runs. 17. A child cries. 18. Birds fly. 19. Cows graze. 20. Men worship God.

## પાઠ ૮ મો.

હાથ, (એ). a hand (હેન્ડ); (બ). hands (હેન્ડ્ઝ).
પગ, (એ). a leg (લેગ); (બ). legs ( લેગ્ઝ ).
માથું, (એ). a head (હેડ); (બ). heads ( હેડ્ઝ ).
આંગળી, (એ). a finger (ફિંગર); (બ). fingers.
આંખ, (એ). an eye (એન આઇ); (બ). eyes.

સુથાર, (એ). a carpenter (કારપેન્ટર); (બ). carpenters.
લુવાર, (એ). a blacksmith (બ્લેકસ્મિથ); (બ). blacksmiths (બ્લેકસ્મિથસ).
પરમેશ્વર, God (ગૉડ). આપણને, us (અસ).
પક્ષી, (એ). a bird (બર્ડ); (બ). birds (બર્ડ્ઝ).
ટેબલ, (એ). a table (ટેબલ); (બ). tables (ટેબલસ).
બળદ, (એ). an ox (એન ઑાક્સ); (બ). oxen (ઑાક્સન).
પેટી, (એ). a box (બૉાક્સ); (બ). પેટીઓ, boxes (બૉાક્સીઝ).
ગાય, (એ). a cow (એ કાઉ); (બ). cows (કાઉઝ).
બકરી, (એ). a she goat (શીગોાટ); (બ). she-goats.
બકરો, (એ). a he-goat (હીગોાટ); (બ). he-goats.
કુતરો, (એ). a dog (ડૉાગ); (બ). dogs (ડૉાગ્ઝ).
કુતરી, (એ). a bitch (બિચ); (બ). bitches (બીચીઝ).
કુરકુરીયું, (એ) a pup (પપ); (બ). pups (પપ્સ).
ભજે છે, (એ) worships (વર્શિપ્સ); (બ). worship.
છે (પાસે છેના અર્થમા), (એ). has, (હેઝ)*
છે, (બ). have મને છે. I have (આઈ હેવ).
છે, (એ). is (ઇઝ); (બ) are (આર).
બનાવું છું, I make (આઇ મેઇક).
બનાવે છે, (એ). makes (મેઇક્સ); (બ). make.
ઉડે છે, (એ). flies (ફ્લાઇઝ); (બ). fly.

---

* "હું" હોય ત્યારે બહુવચનનું ક્રિયાપદ વાપરવું. હું દોડું છું, I run (આઇ રન). પણ તે દોડે છે, he runs.

આપે છે, (એ). gives (ગિવ્ઝ); (બ). give (ગિવ).
ચરે છે, (એ). grazes (ગ્રેઝીઝ); (બ). graze (ગ્રેઝ).
ભસે છે, (એ). barks (બાર્ક્સ); (બ) bark (બાર્ક).
બોલે છે, (એ). speaks (સ્પિક્સ); (બ). speak.
કહે છે, (એ). tells (ટેલ્ઝ). (બ). tell.
વાર્તા, (એ). tale (એ ટેઇલ); (બ). tales (ટેઇલ્સ).
જુએ છે, (એ). sees (સીઝ); (બ). see. (સી).
ગાય છે, (એ). sings (સિંગ્ઝ); (બ). sing (સીંગ).
ગાયન, (એ). a song (સોંગ); (બ). songs ( સોંગ્ઝ ).
ઘડે છે, (એ). forges (ફોર્જિઝ); (બ). forge (ફોર્જ).
લોઢું, iron (આયર્ન). કંસારો, coppersmith (કોપરસ્મિથ).
પીત્તળ, brass (બ્રાસ). તાંબુ, copper. ઘાસ, grass (ગ્રાસ).

નીચેનાં ગુજરાતી વાક્યોને ઇંગ્રેજીમાં લખો:—

૧ ભાઇઓ બહેનોને ચહાય છે. ૨. બહેનો અને ભાઇઓ. ૩. લુહાર લોઢું ઘડે છે. ૪. મગન તાંબું ઘડે છે. ૫. સુથાર ટેબલ બનાવે છે. ૬. છોકરીઓ ગાય છે. ૭. છોકરો ગાયન ગાય છે. ૮. પરમેશ્વર આપણને જુએ છે. ૯. પક્ષીઓ ઉડે છે. ૧૦. પક્ષી ગાય છે. ૧૧. ગાયો ચરે છે. ૧૨. બકરી ચરે છે. ૧૩. કુતરો (અમુક) ભસે છે. ૧૪. કુતરીઓ (અમુક) ભસે છે. ૧૫. ગાયો દૂધ આપે છે. ૧૬. છોકરો વાર્તા કહે છે. ૧૭. બળદ ચરે છે. ૧૮ બાઈ (અમુક) દૂધ આપે છે. ૧૯. મામી ચા બનાવે છે. ૨૦. બકરીઓ દૂધ આપે છે. ૨૧. કુતરો (અમુક) રોટલી ખાય છે. ૨૨. કંસારો વાસણ બનાવે છે. ૨૩. મને હાથ છે. ૨૪. મને પગો છે. ૨૫. મને આંખો છે. ૨૬. કુરકુરીયાં (અમુક) દૂધ પીએ છે. ૨૭.

સુથાર ચા પીએ છે. ૨૮. બળદો અને ગાયો દોડે છે. ૨૯ અમુક પક્ષીઓ ગાય છે. ૩૦. પક્ષી (અમુક) ઉડે છે. ૩૧. હું પરમેશ્વરને ભજું છું. ૩૨. સુથાર પરમેશ્વરને ભજે છે. ૩૩. લુહારો પરમેશ્વરને ભજે છે. ૩૪. સુથારો પેટી બનાવે છે. ૩૫. સુથાર પેટીઓ બનાવે છે. ૩૬. કુતરો અને કુરકુરીઆં દોડે છે. ૩૭. બળદો ઘાસ ખાય છે. ૩૮. છોકરીઓ લુગડાં ધુએ છે. ૩૯. કંસારો પીત્તળની પેટી ( brass box ) બનાવે છે. ૪૦. બહેનો અને ભાઇઓ ચોપડીઓ વાંચે છે.

## પાઠ ૯ મો.

a thief (થીફ) ચોર; (બ) thieves (થીવ્ઝ).
a fool (એ ફૂલ) મૂર્ખ માણસ; (બ) fools.
tells (ટેલ્સ) કહે છે; (બ) tell.
lies (લાઇઝ) જુઠાણું; (એ) lie (લાઇ).
leaves (લીવ્ઝ) પાંદડાં; (એ) a leaf, (લીફ).
we live (વી લીવ) અમે રહીએ છીએ.
horses (હોર્સીઝ) ઘોડાઓ; (એ) a horse.
draw (ડ્રા) ખેંચે છે; (એ) draws.
carriages (કેરેજીઝ) ગાડીઓ; (એ) carriage.
hair (હેર) વાળ.
farmers (ફાર્મર્સ) ખેડુતો; (એ) a farmer.
sow (સો) વાવે છે; (એ) sows.
seeds (સીડઝ) બીયાં; (એ) a seed.
gram (ગ્રેમ) ચણા.

horns (હોર્ન્સ) શીંગડાં; (એ) a horn.
protects (પ્રોટેક્ટસ) રક્ષણ કરે છે; (બ) protect.
fruits (ફ્રુટસ) મેવો; ફળો; (એ) a fruit.

હેઠેનાં વાક્યોનું ગુજરાતી કરો:—

1. The thief climbs a tree. 2. Vishnu is a boy. 3. The dog drinks water. 4. This is a tree. 5. A fool tells lies. 6. The thief runs. 7. The ox eats grass. 8. Dogs have hair. 9. Bees make honey. 10. Trees have leaves. 11. We live in Hindustan. 12. Horses draw carriages. 13. Men have hair. 14. Oxen plough fields. 15. Farmers sow seeds. 16. Horses eat gram. 17. The ox has horns. 18. Men love God. 19. God protects us. 20. Birds eat fruits.

શબ્દો.

ઘોડાવાળો, (એ). a groom (ગ્રુમ); (બ). grooms (ગ્રુમ્સ).
દરજી, (એ). a tailor (ટેઇલર); (બ) tailors (ટેઇલર્સ).
મહેતાજી, (એ). a teacher (ટીચર); (બ). teachers.
પાઠ, (એ). a lesson (લેસન); (બ). lessons (લેસન્સ).
કણીઓ, (એ). a grain-merchant (ગ્રેઇન મરચન્ટ); (બ) grain-merchants (ગ્રેઇન મરચન્ટસ).
અનાજ, grain (ગ્રેઇન). શાક, vegetables (વેજીટેબલ્જ).
પરતાગીઓ, (એ). a green-grocer (ગ્રીન ગ્રોસર); (બ).

green grocers, (ગ્રીન ગ્રોસર્સ). કાપડ, cloth (ક્લૉથ).
કાપડીઓ, (એ). A cloth-merchant (ક્લૉથ મર્ચન્ટ).
(બ). cloth-merchants (ક્લૉથ મર્ચન્ટસ).
ઘઉં, wheat (વ્હીટ).
માળી, (એ). a gardener (ગાર્ડનર); (બ) gardeners
(ગાર્ડનર્સ); (એ) a florist (ફ્લોરિસ્ટ); (બ). florists.
દાક્તર, (એ). a doctor (ડૉક્ટર); (બ). docters (ડૉક્ટર્સ).
દવા, medicine (મેડિસિન).
કારકુન, (એ). a karkun; a clerk (ક્લાર્ક).
(બ). karkuns; clerks (ક્લાર્કસ).
વકીલ, a vakil; a pleader (પ્લિડર); (બ).
vakils; pleaders.
છાપનાર, (એ) a printer (પ્રિન્ટર); (બ). printers.
ચોપડીઓ વેચનાર, (એ). a bookseller (બુકસેલર); (બ).
booksellers (બુકસેલર્સ).

મુંબાઈ મેલ, the Bombay mail.
આગગાડી, (એ) a train (ટ્રેઈન); (બ). trains (ટ્રેઈનસ).
જોડે છે, (એ). yokes (યોક્સ); (બ) yoke (યોક).
હાંકે છે, (એ). drives (ડ્રાઇવ્ઝ); (બ) drive (ડ્રાઇવ).
સીવે છે, (એ). sews (સેઝ); (બ). sew (સો).
શીખવે છે, (એ) teaches (ટીચીઝ); (બ) teach (ટીચ).
વાંચે છે. (એ) reads (રીડ્ઝ); (બ). read (રીડ).
વેચે છે, (એ). sells (સેલ્સ); (બ). sell (સેલ).

ખરીદે છે, (એ). buys (બાઇઝ); (બ). buy (બાય).
લાવે છે, (એ). brings (બ્રીંગસ); (બ). bring (બ્રિંગ).
આપે છે, (એ). gives (ગિવઝ); (બ). give (ગિવ).
લખે છે, (એ). writes (રાઇટ્સ); (બ). write (રાઇટ).
વકીલાત કરે છે, (એ). pleads (પ્લિડ્ઝ); (બ). plead.
છાપે છે, (એ). prints (પ્રિન્ટસ); (બ). print (પ્રિન્ટ).
ઉપડે છે, (એ). starts (સ્ટાર્ટસ); (બ). start (સ્ટાર્ટ).
આવે છે, (એ). comes (કમ્સ); (બ) come (કમ).

નીચેનાં ગુજરાતી વાકયોને ઇંગ્રેજીમાં લખો:—

૧. ઘોડાવાળો ગાડી જોડે છે. ૨. રાજારામ ગાડી હાંકે છે. ૩. દરજી લુગડાં શીવે છે. ૪. મહેતાજી પાઠ શીખવે છે. ૫. છોકરો પાઠ વાંચે છે. ૬. કણબીઓ અનાજ વેચે છે. ૭. પરતાગીઓ શાક વેચે છે. ૮. કાપડીઓ કાપડ વેચે છે. ૯. હું લઉં ખરીદું છું. ૧૦. શાન્તારામ કેરી લે છે. ૧૧. ચાકર દૂધ લાવે છે. ૧૨. માળીઓ ફુલ વેચે છે. ૧૩. દાકતરો દવા આપે છે. ૧૪. મોચી જોડા શીવે છે. ૧૫. કારકુનો કાગળ લખે છે. ૧૬. વકીલો વકીલાત કરે છે. ૧૭. છાપખાનાવાળો ચોપડી છાપે છે. ૧૮. ચોપડી વેચનાર ચોપડી વેચે છે. ૧૯. મુંબઇ મેલ સુરતથી ઉપડે છે. ૨૦. આગગાડી આવે છે.

## પાઠ ૧૦ મો.

### નામ અને વિશેષણ.

જે શબ્દ નામનો ગુણ બતાવે છે તેને આપણે વિશેષણ કહીએ છીએ. એ વિશેષણ ઇંગ્રેજી વાકયમાં કયાં મૂકાય? વિશેષણ નામનો ગુણ બતાવે છે માટે નામની સાથેજ આવે. ગુજરાતીમાં પણ વિશેષણ નામની સાથેજ આવે છે.

દાખલાઃ—સારો ઘોડો, સુંદર સાળુ, રાતો કુતરો, કરડકણો કુતરો વગેરે. ઇંગ્રેજીમાં સારો એટલે good (ગુડ). અને ઘોડો એટલે horse (હોર્સ). તેથી સારો ઘોડો એમ ઇંગ્રેજીમાં કહેવું હોય તો, a good horse; બહુ વચનમાં good horses ( ગુડ હોર્સિઝ ). ગુજરાતીમાં સારા ઘોડા કહીએ છીએ પણ ઇંગ્રેજીમાં વિશેષણમાં બહુ વચન બતાવવા માટે ફેર થતો નથી. નામની આગળ a, an, અથવા the મૂકીએ છીએ તે નામની સાથેના વિશેષણ આગળ મુકવો. good a boy નહિ; પરંતુ a good boy; the good boy; વગેરે.

કાળું, black (બ્લેક). લીલું, green (ગ્રીન).
ધોળું, white (વ્હાઇટ). પીળું yellow (યલો).
આળસુ, idle (આઇડલ). કઠણ, hard (હાર્ડ).
લાંબુ, long (લૉંગ). પાતળું, thin (થિન).
અંધારો, dark (ડાર્ક). નરમ, soft (સોફ્ટ).
સારૂં, fine (ફાઇન). ગુલાબી, pink (પિન્ક).
રાતું, red (રેડ). ઉદ્યોગી, industrious (ઇન્ડસ્ટ્રીઅસ).
તીણું, sharp (શાર્પ).

કાગડો, (એ). a crow (ક્રો); (બ). crows (ક્રૉઝ).
પાંદડું, (એ). a leaf (લીફ); (બ). leaves (લીવઝ).
પાઘડી, (એ). a turban (ટર્બન); (બ). turbans.
ધોતીયું, (એ). a dhotar (ધોતર); (બ). dhotars (ધોતર્સ).
ઘેટું, (એ). a sheep (શીપ); (બ). sheep.
વાવટો, (એ). a flag (ફ્લેગ); (બ). flags (ફ્લેગઝ).

વાછડું, (એ). a calf (કાફ); (બ). calves (કાવ્ઝ).
વિદ્યાર્થી, (એ). a student (સ્ટુડન્ટ); (બ). students.
ઉંડી, deep (ડીપ). નદી, river (રિવર).
ઓરડો, (એ). a room (રૂમ); (બ). rooms (રૂમ્સ).
કોથળી, (એ). a purse (પર્સ); (બ). purses (પર્સીઝ).
ગુલાબ, (એ). a rose (રોઝ); (બ). roses (રોઝીઝ).
ચપુ, (એ). a knife (નાઇફ); (બ). knives (નાઇવ્ઝ).
કોટ, (એ). a coat (કોટ); (બ). coats (કોટ્સ).
અંતઃકરણ, heart (હાર્ટ).
છત્રી, an umbrella (અમ્બ્રેલા). ધાતુ, metal (મેટલ).
સાડી, (એ). a sari (સારી); (બ). saris (સારીઝ).

ઇંગ્રેજીનું ગુજરાતી કરોઃ—

1. A black duck. 2. A white horse. 3. Hard metal. 4. A long dhotar. 5. A deep river. 6 Hot water. 7. The hot pot. 8. Red roses. 9. A black flag. 10. A dark room. 11. A sharp knife. 12. The green leaf. 13. An idle boy. 14. Red roses. 15. Yellow leaves.

ગુજરાતીનું ઇંગ્રેજી કરોઃ—

૧. કાળું કુતરૂં. ૨. પીળા વાવટા. ૩. તીખું ચપ્પુ. ૪. ઉદ્યોગી વિદ્યાર્થિઓ. ૫. આળસુ છોકરો. ૬. અંધારો ઓરડો. ૭. કાળી પાઘડી. ૮. ધોળું ધોતીયું. ૯. ગુલાબી સાડી. ૧૦. રાતાં ગુલાબો.

૧૧. આળસુ પાડું. ૧૨. પીળી કોથળી. ૧૩. નરમ અંતઃકરણ. ૧૪. રાતી પેટી. ૧૫. ધોળો ડગલો. ૧૬. પાતળાં (Fine) ધોતીયાં. ૧૭. રાતો ઓરડો. ૧૮. કાળા કાગડા. ૧૯. લીલાં પાદડાં.

## પાઠ ૧૧ મો.

સુંદર, beautiful (બ્યૂટિફુલ). મ્હોટો, big (બિગ).
વિશાળ, extensive (એક્સ્ટેનસિવ). પહોળો wide (વાઇડ).
સાંકડું, narrow (નૅરો). પ્રકાશિત, bright (બ્રાઇટ).
ન્હાનું, little (લીટલ); small (સ્મોલ). પાળેલું, pet (પેટ).
સારૂં, good (ગુડ). કડવું, bitter (બિટર).
કઠણ, hard (હાર્ડ). મધુર, મીઠું, sweet (સ્વીટ).
ટંડું, cold (કોલ્ડ). ગરમ, hot (હૉટ).
ખરાબ, bad (બૅડ). થોડું few (ફ્યુ).
ઘણાં, many (મૅની). ઘણું, much (મચ).
વધારે, more (મોર). થોડાં, કેટલાંક, some (સમ).
અડધું, half (હાફ). છેલ્લું, last (લાસ્ટ).
આ, this (ધિસ). પેલું, that (ધેટ). પવિત્ર, holy (હોલી).
ચોખ્ખું, pure (પ્યૂર). લાકડાનું, wooden (વુડન).
ઉદ્યોગી, diligent (ડિલિજન્ટ). સુંદર, pretty (પ્રિટિ).
ઘરડો, old (ઓલ્ડ). જુનું, old (ઓલ્ડ). નવું, new (ન્યુ).
જુવાન, young (યંગ). આનંદી, merry (મેરી).
આઘું, distant (ડીસ્ટન્ટ). નબળું, weak (વીક).
બાગ, (એ). a garden (ગાર્ડન); (બ). gardens (ગારડન્સ).
રસ્તો (એ). a road (રોડ); (બ) roads (રોડઝ).

દિવસ, (એ). a day (ડે); (બ). days (ડેઇઝ).
બારણું, (એ). a door (ડોર); (બ). doors (ડોર્સ).
ઘર, (એ). a house (હાઉસ); (બ). houses (હાઉસીઝ).
સાબુ, (એ). a soap (સોપ); (બ). soaps (સોપસ્).
જમીન, ground (ગ્રાઉન્ડ); soil (સોઇલ).
હવા, climate (ક્લાઇમેટ); (કોઈ ગામની હવાના અર્થમાં).
(સાધારણ હવાના અર્થમાં) air (એઅર).
પવન, breeze (બ્રીઝ); wind (વિન્ડ).
સીપાઇ, (એ). a peon (પીઉન); (બ). peons. (પીઉન્સ);
(એ). a sepoy (સિપોય); (બ). sepoys (સિપોયઝ).
રમકડું, (એ). a toy (ટોય); (બ). toys (ટોયઝ).
રોટલો, (એ). a loaf (લોફ); (બ). loaves (લોવ્ઝ).
મંદિર, (એ). a temple (ટેમ્પલ); (બ). temples.
મહોલ્લો, (એ). a street (સ્ટ્રીટ); (બ). streets.
સાધુ, (એ) a sadhoo (બ); sadhoos (સાધુઝ).
મહાત્મા, (એ). a sage (સેઇજ); sages (સેઇજીઝ).
કબાટ, (એ). a cup board (કપબોર્ડ); (બ). cup-boards.
નિશાળીયો; (એ). a school boy (સ્કૂલબોય).
સ્વભાવ, temper (ટેમ્પર).
તળાવ, (એ) a pond (પોન્ડ); (બ). ponds (પોન્ડ્ઝ).
રમત, (એ). a game (ગેઇમ); (બ). games (ગેઇમ્સ).
શહેર, (એ). a city (સિટિ); (બ). cities (સિટિઝ).
ગામડું, (એ). a village (વિલેઇજ); (બ) villages.

ગુજરાતીનું ઇંગ્રેજી કરોઃ—

૧. લાકડાની પેટી. ૨. કઠણ જમીન. ૩. મધુર ગીત. ૪. સારી હવા. ૫. ઉદ્યોગી નિશાળીઆઓ. ૬. સુંદર બગીચાઓ. ૭. જુવાન છોકરો, અને ઘરડો માણસ. ૮. આખું શહેર. ૯. નાનું ગામડું. ૧૦. ખરાબ પવન. ૧૧. સુંદર છોકરી. ૧૨. વિશાળ બાગો. ૧૩. નાનાં છોકરાં, 'children'. ૧૪. થોડાં માણસો. ૧૫. ઉદ્યોગી સુથાર. ૧૬. નાનાં રમકડાં. ૧૭. પવિત્ર સાધુ. ૧૮. પવિત્ર મહાત્માઓ. ૧૯. ઠંડુ પાણી. ૨૦. ગરમ પાણી. ૨૧. છેલ્લો છોકરો. ૨૨. સુંદર સાગ. ૨૩. પવિત્ર મંદિર. ૨૪. મોટું કબાટ. ૨૫. નવાં ઘરો. ૨૬. જૂનું ઘર. ૨૭. કડવો રોટલો. ૨૮. સારી જમીન. ૨૯. જૂનાં રમકડાં. ૩૦. નવું રમકડું.

## પાઠ ૧૨ મો.

### નામ, વિશેષણ અને ક્રિયાપદ.

eyes (આઇઝ) આંખો; (એ). an eye.
my (માઇ) મારૂં. ripe (રાઇપ) પાકું.
honest (ઓનેસ્ટ) પ્રમાણિક. rich (રીચ) કીંમતી.
grand (ગ્રેન્ડ) ભવ્ય. pleasant (પ્લેઝન્ટ) ખુશકારક.
disobedient (ડિસઓબીડિઅન્ટ) અણકહ્યાગરા.
heavy (હેવી) ભારે. careful (કેરફુલ) કાળજીવાળી.
strong (સ્ટ્રોંગ) સખત. boils (બોઇલ્સ) ઉકાળે છે.
loads (લોડ્ઝ) વજન; ભાર. Donkeys (ડોન્કીઝ) ગધેડાઓ.

journey (જર્ની) પ્રવાસ. dress (ડ્રેસ) પોશાક; (બ). dresses. palace (પેલેસ) મહેલ; (બ). palaces. કુદે છે,jumps (જમ્પસ). fierce (ફીઅર્સ) વિકાળ. doll (ડૉલ) ઢીંગલી.

નીચેનાં ઇંગ્રેજી વાક્યોનું ગુજરાતી કરોઃ-

1. The good teacher tells a tale. 2. The beautiful girl sings a sweet song. 3. Balu has a loaf and a sharp sword. 4. The idle boy has a red rose. 5. Jennie is my pet dog. 6. These are pretty little children. 7. They have blue eyes and red cheeks. 8. I have a new boo' 9. They have ripe apples. 10. This is a narrow lane. 11. That is a wide lane. 12. The doll has a white dress. 13. The hot sun dries the clothes. 14. The fierce tiger jumps. 15. An honest man fears God. 16. The good woman cooks a nice dinner. 17. We live in a grand palace. 18. He wears a rich dress. 19. A pleasant journey is a good thing. 20. Ramdas gives me this handsome present. 21. He is a diligent student. 22. Teachers beat dis-obedient boys. 23. Donkeys carry heavy loads. 24. She is a careful little girl. 25. Lily boils strong tea.

શબ્દો.

પહેરે છે, (એ). wears (વેર્સ); (બ). wear (વેર).
પાસે છે, (એ). has (હેઝ); (બ). have (હેવ)

નીચેનાં ગુજરાતી વાક્યોનું ઇંગ્રેજી કરોઃ—

૧. નાનાં છોકરાં રમે છે. ૨. રામજી ઠંડું પાણી પીએ છે. ૩. છેલ્લો છોકરો વાંચે છે. ૪. સાધુ અડધો રોટલો ખાય છે. ૫. સુથાર લાકડાની પેટી બનાવે છે. ૬. છોકરીઓ મધુર ગીતો ગાય છે. ૭. કાળું કુતરૂં દોડે છે. ૮. આળસુ છોકરાઓ રમે છે. ૯. સ્ત્રીઓ રાતી સાડી પહેરે છે. ૧૦. મરદો રાતી પાઘડી પહેરે છે. ૧૧. હું સારી ચોપડીઓ ચાહું છું. ૧૨. છોકરાઓ ધોળાં કપડાં પહેરે છે. ૧૩. ચાકર રાતી સાડીઓ ધુએ છે. ૧૪. રામો કાળો કોટ ધુએ છે. ૧૫. દરજી રાતો કોટ સીવે છે. ૧૬. આળસું પાડું પડે છે. ૧૭. પહોળો રસ્તો અને સાંકડી શેરી. ૧૮. પ્રકાશિત દિવસ. ૧૯ મારી પાસે તીણો ચપ્પુ છે. ૨૦. રમણલાલ પાસે કાળી કોથળી છે.

## પાઠ ૧૩ મો.

સૂચનાઃ—અંગ્રેજી શબ્દો સાથે ગુજરાતી આંકડા મૂકવામાં આવ્યા છે તે આંકડા હેઠેના અર્થોમાં શોધવાથી અંગ્રેજી શબ્દોના અર્થો જડશે. જેમકે lane (૨) આગળ જોવાથી એનો અર્થ જડશે.

અંગ્રેજીનું ગુજરાતી કરોઃ—

1. A long[1] day. 2. A big house. 3. A narrow lane[2]. 4. Good shops[3]. 5. Small ink-

stands[૪]. 6. A pretty garden. 7. The right[૫] leg[૬]. 8. A long beard[૭]. 9. A green[૮] parrot[૯] 10. An honest[૧૦] man. 11. A sharp[૧૧] pen-knife[૧૨]. 12. A good neighbour[૧૩]. 13 A fond[૧૪] father. 14. A profitable[૧૫] business[૧૬]. 15. A good[૧૭] profession[૧૮]. 16. The hot season[૧૯]. 17. God punishes[૨૦] sinners[૨૧]. 18. A just[૨૨] king[૨૩] punishes thieves[૨૪]. 19. Some men clean[૨૫] their[૨૬] beards. 2o. My name[૨૭] is Venilal. 21. He fears[૨૮] God. 22. The obstinate[૨૯] lamb[૩૦]. 23. Industrious boys read their lessons[૩૧]. 24. Idle boys waste[૩૨] their time. 25. The good girls read their lessons; and the boys mend[૩૩] their pencils. 26. Good boys read good books. 27. I want good mangoes[૩૪]. 28 Venilal has red roses. 29. The servant washes the white coat. 30. My sisters read English. 31. My uncle is a judge[૩૫] 32. My brother is a teacher[૩૬]. 33. My father is a diwan[૩૭]. 34. My peon is a Musalman[૩૮]. 35. My son is an idle boy. 36. My mother is a good woman[૩૯]. 37. I have a loving[૪૦] sister. 38. He has a loving and devoted[૪૧] wife. 39. My

uncle is a merchant[૪૨]. 40. My sister cooks[૪૩] rice[૪૪].

૧. (લૅાંગ) લાંબો. ૨. એ. (લેઇન) ગલી; બ. (લેઇન્સ) lanes. ૩. બ. (શૉપ્સ) દુકાનો; એ. (શૉપ) a shop. ૪. (ઇન્કસ્ટેન્ડ્ઝ) ખડીઆ. એ. (ઇન્કસ્ટેન્ડ) an inkstand. ૫. (રાઇટ) જમણો, ૬. એ. (લેગ) પગ; બ. (લેગઝ) legs. ૭. એ. (બિઅર્ડ) દાઢી. બ. (બીઅર્ડ્ઝ) beards. ૮. (ગ્રીન) લીલું. ૯. એ. (પેરટ) પોપટ; બ. (પેરટ્સ) parrots. ૧૦. (ઓનેસ્ટ) પ્રમાણિક. ૧૧. (શાર્પ) તિક્ષ્ણ. ૧૨. એ. (પેનનાઇફ) ચપ્પુ; બ. (પેનનાઇવ્ઝ) penknives. ૧૩. એ. (નેઇબર) પાડોશી; બ. (નેઇબર્સ) neighbours. ૧૪. (હૅન્ડ) હેતાળ. ૧૫. (પ્રૉફિટેબલ) લાભકારક. ૧૬. (બિઝનેસ) ધંધો. ૧૭. (ગુડ) સારો. ૧૮. (પ્રોફેશન) ધંધો. ૧૯. એ. (સીઝન) ઋતુ બ. (સીઝન્સ) seasons. ૨૦. એ (પનિશીઝ) શીક્ષા કરે છે; બ. પનીશ punish. ૨૧. બ. (સીનર્સ) પાપી માણસો; એ. (સીનર) a sinner. ૨૨. (જસ્ટ) ન્યાયી. ૨૩ એ. (કિંગ) રાજા; બ. kings. ૨૪. બ. (થીવ્ઝ) ચોરો; એ. a thief (થિફ). ૨૫. બ. (ક્લીન) સાફ કરે છે; એ. (ક્લીન્સ) cleans. ૨૬. (ધે) તેઓ. ૨૭. એ. (નેઇમ) નામ; બ. (નેઇમ્સ) names. ૨૮. એ. (ફીઅર્સ) ડરે છે; બ. (ફીઅર) fear. ૨૯. (ઓબ્સ્ટીનેઇટ) હઠીલી, જીદ્દી. ૩૦. એ. (લેમ્બ) મેઢું, (બચ્ચું); બ. (લેમ્બ્ઝ) મેઢાંઓ. ૩૧. બ. (લેસન્સ) પાઠો; એ. (લેસન) a lesson. ૩૨. બ. (વેઇસ્ટ) નકામો ગુમાવે છે; એ. wastes. (વેઇસ્ટસ) ૩૩. બ. (મેન્ડ) ઘડે છે; એ. (મેન્ડ્ઝ) mends. (પેનસીલસ) સીસાપેનો; એ. a

pencil. ૩૪. બ. (મેંગોઝ) કેરીઓ; એ. (મેન્ગો) a mango ૩૫. એ. (જજ) ન્યાયાધીશ; બ. (જજીસ) judges. ૩૬. એ (ટીચર) શિક્ષક; બ. (ટિચર્સ) teachers. ૩૭. (દીવાન) દીવાન ૩૮. (મુસલમાન) મુસલમાન; બ. (મુસલમાન્સ) musalmans ૩૯. એ. (વુમન) સ્ત્રી; બ. (વીમેન) women. ૪૦. (લવિંગ પ્રેમાળ. ૪૧. (ડીવોટેડ) એક નિષ્ઠાવાળી. ૪૨. એ. (મર્ચન્ટ વ્યાપારી; બ. (મર્ચન્ટસ) merchants. ૪૩. એ. (કુક્સ) રાંધે છે બ. (કુક) cook. ૪૪. (રાઇસ) ચોખા.

## પાઠ ૧૪ મો.

### A, An, The.

આપણે ૬ઠ્ઠા પાઠમાં જોયું છે કે અંગ્રેજીમાં નામ એકલું આવતું નથી, અને તેની આગળ a, અથવા an હંમેશા આવે છે÷ હવે કયાં a વપરાય અને કયાં an વપરાય તે જાણી લીધું હોય તો સારૂં માટે તેના નિયમો અહીં આપ્યા છે.

(૧). નામનો પહેલો અક્ષર જોઇને a અથવા an મૂકવો જો નામનો પહેલો અક્ષર a, e, i, o, u, એમાંથી કોઇ એક હોય તો ત્યાં a ન આવે પણ an આવે. દાખલો:—ant (એન્ટ) કીડી; હવે આ નામનો પહેલો અક્ષર "a" છે માટે એની અગાડી an આવશે. એટલે "કીડી" નું અંગ્રેજી કહેવું હોય તો

÷a અથવા an એ any (કોઇપણ) એનું ટુંકું રૂપ છે; અને the એ that (પેલું–ચોક્કસ) એનું ટુંકું રૂપ છે.

an ant (એન એન્ટ). તેજ પ્રમાણે an ear (એન ઇઅર) કાન; an inn (એન ઇન) વીસી; an ox (એન ઓકસ) બળદ; અને an umbrella (અમ્બ્રેલા) છત્રી.

(૨) a અથવા an નો અર્થ "એક" એવો થાય છે માટે બહુવચનમાં a કે an ન આવે. an ant એટલે કીડી પણ ants એટલે કીડીઓ. બળદ એટલે an ox; પણ બળદો એટલે oxen. છોકરો એટલે a boy, પણ છોકરાઓ એટલે boys.

(૩) જયારે કોઇ અમુક વસ્તુ બતાવવી ન હોય ત્યારે a અથવા an ઉપરના નિયમ પ્રમાણે વાપરવા. પણ અમુક વસ્તુ બતાવવી હોય તો the વાપરવો. ગમે તે છોકરો એટલે a boy; પણ આપણે જેની વાત કરતા હોઇએ તે છોકરા વિષે બોલવું હોય તો the boy. "the" એ શબ્દ એક વચન તેમજ બહુવચનના નામની પહેલાં વપરાય છે. કેમકે એનો અર્થ "એક" એવો થતો નથી.

## પાઠ ૧૫ મો.

સરોવર, a lake (લેઇક); બ. lakes. મુશ્કેલ, અઘરૂં, difficult (ડિફિકલ્ટ).

ગાડું, a cart; બ. carts. સ્વપ્નું, a dream (ડ્રીમ); બ. dreams. મૂર્તિ, an idol; બ. idols. આંધળો, blind.

ઇચ્છા, a wish; બ. wishes (વીશીઝ). કલાક, an hour (આવર); બ. hours.

કામ, an affair (એફેર); બ. affairs. જનાવર, an animal (એનિમલ); બ. animals.

ઈનામ, a prize ( પ્રાઇઝ ); બ. prizes. ઝાડ, a tree ( ટ્રી ); બ. trees (ટ્રીઝ).

ઉંટ, (એ) a camel (કૅમલ); બ. camels. ભુરૂં, blue (બ્લ્યુ). કાળું ભુરૂં, brown (બ્રાઉન).

બારી, a window (વીન્ડો); બ. windows. કુંભાર, a potter (પૉટર); બ. potters.

ઠરી જાય છે, એ. freezes (ફ્રીઝીઝ); બ. freeze (ફ્રીઝ).

ખેંચે છે, draws (ડ્રૉઝ); બ. draw. લખે છે writes; બ. write.

પસંદ કરે છે, chooses (ચૂઝીઝ); બ. choose (ચૂઝ).

ભજે છે–પુજે છે, worships (વર્શિપ્સ); બ. worship.

જોરાવર, strong (સ્ટ્રોંગ). કામનું–ઉપયોગી, useful (યુઝફુલ).

ઉંચુ, tall, high ( ટોલ, હાઇ ). રંગ, colour. ઉંઘે છે, sleeps (સ્લીપ્સ); બ. sleep. મેળવે છે, એ. gets (ગેટસ); બ. get (ગેટ).

ઉઘાડે છે. opens; બ. open. જોઉં છું, I see. જુએ છે, sees (સીઝ); બ. see. ઘડે છે, moulds (મોલ્ડ્ઝ); બ. mould.

ઈંગ્રેજી કરો:—

૧. સુંદર સરોવર. ૨. જૂનું સરોવર. ૩ જૂનું ગાડું. ૪. બળદો જૂનું ગાડું ખેંચે છે. ૫. રમાશંકર મૂર્તિ પૂજે છે. ૬. હું એક જનાવર જોઉં છું. ૭ સુંદરલાલ ચોપડી પસંદ કરે છે. ૮. આળસુ છોકરો રમે છે ૯. એક ઉંચું ઝાડ. ૧૦. ઉદ્યોગી છોકરા સારાં ઈનામ મેળવે છે. ૧૧. ઘરડું ઉંટ દોડે છે. ૧૨. (અમુક)

ઘરડો સુથાર બારી બનાવે છે. ૧૩. ઠંડું પાણી ઠરી જાય છે. ૧૪. ઉંટ ઉપયોગી જનાવર છે. ૧૫ ઉદ્યોગી છોકરાઓ અઘરો પાઠ કરે છે. ૧૬. મુશ્કેલ કામ. ૧૭. જબરો માણસ અઘરું કામ કરે છે. ૧૮. કાળો ભુરો ઘોડો ગાડું ખેંચે છે.

## પાઠ ૧૬ મો.

### ક્રિયાવિશેષણ.

જેવી રીતે વિશેષણ નામનો ગુણ બતાવે છે તેવી રીતે ક્રિયા-વિશેષણ ક્રિયા કેવી રીતે થાય છે તે બતાવે છે.

વિશેષણ નામની પહેલાં આવે છે; ક્રિયાવિશેષણ ક્રિયાપદની પછી આવે છે. "કાળો કુતરો" એટલે a *black* dog; પણ રામદાસ ઉતાવળે વાંચે છે, એટલે Ramdas reads *swiftly* તે મોટેથી વાંચે છે=He reads *loudly*; તે ધીમેથી ગાય છે She sings *slowly*.

મોટેથી, loudly (લાઉડલી). રડે છે, cries (ક્રાઇઝ); બ. cry (ક્રાઇ); weeps (વીપ્સ); બ. weep (વીપ).

મધુર (મધુર રીતે), sweetly. ગાય છે, એ. sings (સિંગ્ઝ); બ. sing (સિંગ).

બહુ, ઘણું, much (મચ). લડે છે, એ. fights (ફાઇટ્સ); બ. fight (ફાઇટ). એકદમ, suddenly (સડન્લિ). કુદે છે, એ. leaps (લીપ્સ); બ. leap.

સારી રીતે, well (વેલ). મારી અદેખાઈ કરે છે, envies me;
બહુ જોરથી, heavily (હેવિલિ). [બ. envy me.

ડહાપણથી, { wisely (વાઈઝલી). prudently. (પ્રુડન્ટલી). બતાવે છે, એ. shows, [બ. show (શો).

બહારથી, outwardly (આઉટવર્ડલી).

પ્રેમ, સ્નેહ, પ્રીતિ, હેત, love (લવ).

ખરાબ રીતે, badly (બેડલી). વર્તન કરે છે, acts (એક્ટસ); બ. act (એક્ટ).

ક્રોધમાં, (ક્રોધથી) angrily (એંગ્રિલિ). વાત કરે છે, talks (ટૉકસ); બ. talk (ટૉક).

છાંનુંમાનું, quietly (ક્વાએટલી). દાખલ થાય છે, (એ). enters (એન્ટર્સ); બ. enter (એન્ટર).

હીમ્મતથી, bravely (બ્રેહવલિ). બરાડે છે; એ. roars (રોર્સ).

વગર શરમે, shamelessly (શેઈમલેસલિ). રંગે છે, paints (પેઈન્ટસ); બ. paint (પેઇન્ટ).

સારૂં [સારી રીતે] { nicely (નાઇસલિ). beautifully (બ્યુટિફુલિ). prettily (પ્રિટિલિ). ભરે છે, embroiders (એમ્બ્રોઈડર્સ). ગુંથે છે, એ. knits.

હમેશાં, always (ઓલવેઈઝ). વરસાદ વરસે છે, it rains (ઇટ રેઈન્સ). બકરૂં, એ. a goat (ગોટ); બ. goats (ગોટસ).

સખ્ત, strongly (સ્ટ્રોંગલી). ચિતારો, a painter (પેઈન્ટર);
દરરોજ daily (ડેઇલી). [બ. painters.

હેઠેનાં ઇંગ્રેજી વાક્યોનું ગુજરાતી કરોઃ—

1. Boys read loudly. 2. Girls embroider nicely. 3. The goat leaps suddenly. 4. The black dog fights bravely. 5. Camels run swiftly. 6. The painter paints the wall well. 7. The lion roars loudly. 8. Ramanlal acts wisely. 9. Bad boys talk shamelessly. 10. Industrious boys read daily. 11. The thief enters quietly. 12. The father loves his children dearly. 13. Maganlal shows love outwardly. 14. It rains slowly. 15. Chanchal envies me (મને) much. 16. The teacher speaks angrily. 17. The sepoys fight bravely. 18. Mangu sings sweetly. 19. Dhansukh eats much. 20. Maneklal talks wisely.

હેઠેનાં ગુજરાતી વાક્યોનું ઇંગ્રેજી કરોઃ—

૧. ચંચળ સારૂં રાંધે છે. ૨. ચુનીલાલ બહુ ખાય છે. ૩. છોકરો મોટેથી વાંચે છે. ૪. છોકરૂં ઝડપથી દોડે છે ૫. ઘોડાવાળો ગાડી ઝડપથી હાંકે છે. ૬. વિમળા મધુરૂં ગાય છે. ૭. વરસાદ જોરથી વરસે છે. ૮. મંગળદાસ ક્રોધમાં બોલે છે. ૯. હું છાનોમાનો દાખલ થાઉં છું. ૧૦. તે (he) ખરાબરીતે વર્તે છે. ૧૧. સુંદરલાલ એકદમ દાખલ થાય છે. ૧૨. ટૅમિના સારૂં ગુંથે છે. ૧૩.

લીલાવતી સારૂં ભરે છે. ૧૪ વરસાદ બહુ જોરથી વરસે છે. ૧૫. પ્રાણલાલ બહારથી પ્રેમ બતાવે છે. ૧૬. રમણિક હંમેશાં ગાય છે. ૧૭. જાની હંમેશાં ઘણા ડહાપણથી કામ કરે છે. ૧૮. ગુલાબરાય હંમેશાં સખત લખે છે. ૧૯ વાછરડું જોરથી બરાડે છે. ૨૦. ચીમનલાલ મારી બહુ અદેખાઈ કરે છે. ૨૧. બકરાં એકદમ કુદે છે. ૨૨. પ્રતાપ હીંમતથી લડે છે. ૨૩. કાળુંભુરૂં કુતરૂં બહુ ઉતાવળું દોડે છે. ૨૪. કાળું બકરૂં હીમતથી લડે છે. ૨૫ વરસાદ ધીમે ધીમે વરસે છે.

## પાઠ ૧૭ મો.

### નામ અને નામયોગી.

નામયોગી એ એવા શબ્દો છે કે જેઓ એક વાકયમાં નામનો બીજા શબ્દ સાથેનો સંબંધ બતાવે છે. માટે તે નામની સાથે આવે છે, અને તેની અગાડી મૂકાય છે. દાખલા:—ટેબલ ઉપર=on the table. ઝાડ નીચે=under the tree. રામલાલ સાથે=with Ramlal.

જેમ નામને વિશેષણ મૂકતાં આર્ટિકલ વિશેષણની આગળ આવે છે તેમ આમાં નથી, નામયોગી આર્ટિકલની અગાડી મૂકાય છે. the on table નહિ; પરંતુ on the table. પેટીમાં એટલે in the box; નહિકે the in box.

ઉપર, on (ઑન); above (એબવ); up (અપ); upon (અપૉન); પાટલી, (એ) a bench; બ. benches (બેન્ચીઝ).

હેઠે, under (અંડર); below (બિલો). નદી, (એ) river (રિવર); બ. rivers (રિવર્સ).

અંદર, in (ઇન); into (ઇન્ટુ). આપણે, us (અસ).

આસપાસ, around (એરાઉન્ડ). રેલ્વે સ્ટેશન, (એ). a railway station. (બ). railway stations.

સાથે, with (વિથ). ખુણો, (એ). a corner (કોર્નર).

તરફ, (માં), to (ટુ). કિનારો, (એ). a bank (બેન્ક).

પાસે, near (નિઅર). મછવો, (એ) a boat (બોટ); બ. boats.

માંથી, from (ફ્રૉમ). વર્ગ, એ. a class (ક્લાસ); બ. classes.

માંથી, (અંદર થઇને), through (થ્રુ). પથારી (એ). a bed (બેડ); (બ). beds (બેડ્ઝ).

નીચે, down (ડાઉન). વહાણ (એ). a ship (શીપ).

દુર, far from (ફાર ફ્રૉમ). સભા (એ) a meeting; બ. meetings. (મિટિંગ્સ). દરિઆ કીનારો, a seashore.

આગળ, તરફ, at (એટ). દરીઓ, એ, a sea (સી); બ. seas.

દરિએ, to the seaside. દરિયા કિનારો, seaside.

બજાર, bazar. મહોલ્લો a street (સ્ટ્રીટ); બ. streets.

ભોંયતળીયું, જમીન; floor. આગગાડી, a train (ટ્રેઇન).

ખાબોચીઉં, a pool, (પુલ); બ. pools.

કૂવો, a well (વેલ); બ. wells.

જંગલ, woods (વુડ્ઝ). ગરીબ, poor (પુઅર).

બચ્ચું, a baby (બેબી). સુતું છે lies (લાઇઝ); બ. lie.

ઉછાંછળો, Rash (રૅશ). સીલેટ, a slate (સ્લેઇટ); બ. slates.

ભરેલું, full (ફુલ); ગાડું a cart (કાર્ટ); બ. carts.
કોયલા, coals (કોલ્સ). ખેતર, a farm (ફાર્મ); બ. farms.
જુઓ, look at (લુકએટ). પાછો આવે છે, returns- (રીટર્ન્સ); બ. return. તળાવ, a tank (ટેન્ક); બ. tanks.
નકશો, a map (મેપ); બ. maps. ત્યાં, there. (ધેઅર).
સાત વાગે, at seven o'clock. (ઍટ સેવન ઓ ક્લૉક).

ગુજરાતી કરો:—

1. On the floor. 2. In the train. 3. A pool of water. 4. On the well. 5. To the woods. 6. Behind the tree. 7. At the station. 8. From the river. 9. By the sea-side. 10. Upon the roof. 11. A poor little baby lies in a bed. 12 The ship is on the bank. 13. A bird sits on the tree. 14. The rash boy puts his foot on the slate. 15. You go up and I go down. 16. The cart is full of coals. 17. My father lives at the farm. 18. Look at this boy. 19. The uncle sits near the tree. 20. Babu returns from school. 21. Through the garden. 22. There is water in the well. 23. Houses are near the tank. 24. There are maps on the walls. 25. He sings at seven o'clock.

ઇંગ્રેજી કરો:—

૧. પેટીમાં. ૨. ટેબલ હેઠે. ૩. દરીઆ કીનારે. ૪. નદીએ. ૫. નદીમાં. ૬. આપણી આસપાસ. ૭. પાણીની હેઠે. ૮. નદીથી દૂર. ૯. ગામની પાસે. ૧૦. સ્ટેશન આગળ. ૧૧. સભામાં. ૧૨. બાગ તરફ. ૧૩. બજારમાં. ૧૪. મછવા ઉપર. ૧૫. ખુણામાં. ૧૬. પાટલી ઉપર. ૧૭. દરિયા ઉપર. ૧૮. ઝાડની આસપાસ. ૨૯. ઘેરથી દૂર. ૨૦. બાગની પાસે. ૨૧. બાગમાંથી. ૨૨. પેટી ઉપર. ૨૩. ટેબલમાંથી. ૨૪. બજારમાંથી. ૨૫. શિક્ષક પાસેથી.

## પાઠ ૧૮ મો.

### વધારાનાં વાકયો.

મુકે છે, places (પ્લેસીસ); બ. place. બેસે છે, એ. sits. (સિટસ); બ. sit.

પાણી ખેંચે છે, draws water (ડ્રાઝ વોટર); બ. draw water.

નિશાળ, એ. a school (સ્કૂલ); બ. schools (સ્કૂલ્સ).

આવે છે, એ. comes (કમ્સ); બ. come (કમ).

રહે છે, એ. lives (લિવ્ઝ); બ. live (લિવ).

લાવે છે, એ. brings (બ્રિંગઝ); બ bring (બ્રિંગ).

ભસે છે, એ. barks (બાર્કસ); બ. bark. અમે, આપણે, we.

ફુલ, a flower (ફલાવર); બ. flowers. ઘઉં, wheat (વ્હીટ).

રાત, night (નાઇટ); બ. nights (નાઇટ્સ).

સમડી, a kite (કાઇટ); બ. kites (કાઇટસ).

આખો દહાડો, all day long (ઓલ ડે લોંગ).
રૂમાલ, a handkerchief (હેન્ડકરચીફ); બ. handkerchiefs.
ઉડે છે, flies; બ. fly (ફ્લાઇ). પડે છે, (પડી જાય છે),
એ. falls (ફોલ્સ); બ. fall. ભયંકર, horrible (હોરિબલ).
સ્વપ્નમાં આવે છે, એ. dreams (ડ્રીમ્સ); બ. dream (ડ્રીમ).
સ્વપ્નું, a dream; બ. dreams. ભૂત, a ghost; બ. gohsts.
બીહે છે, fears; બ. fear. પુલ, a bridge; બ. bridges.

સુચનાઃ—હું, તમે, તેઓ, અમે, આપણે એ શબ્દો સાથે ક્રિયાપદનું બહુવચનનું રૂપ વાપરવું. "તે" ની સાથે એકવચનનું રૂપ વાપરવું.

આ વાક્યોનું ઇંગ્રેજી કરોઃ—

૧. હું ટેબલપર ચોપડી મુકું છું. ૨. અમે દરીએ જઇએ છીયે. ૪. અમે બાગમાં જઇયે છીયે. ૫. તે મને ( me ) સ્ટેશન આગળ મળે છે. ૬. મછવો નદીમાં છે. ૭. તે બજારમાં જાય છે. ૮. હું બજારમાંથી ચોપડીઓ ખરીદું છું. ૯. રામદાસ બાગમાંથી ફુલ લાવે છે. ૧૦. રેવા કુવામાંથી પાણી ખેંચે છે. ૧૧. અમે નિશાળે જઇએ છીએ. ૧૨. હું સ્ટેશનથી આવું છું. ૧૩. અમે સ્ટેશનની પાસે રહીએ છીયે. ૧૪. અમે દરરોજ સ્ટેશને જઇએ છીએ. ૧૫. તેઓ બજારમાં ઘઉં ખરીદે છે. ૧૬. તે દરરોજ બજારમાંથી શાક લાવે છે. ૧૭. હું શિક્ષક પાસેથી ચોપડીઓ લાવું છું. ૧૮. મોતીલાલ દરરોજ મારે ઘેર આવે છે. ૧૯. ચાંદા દરરોજ રાત્રે ગાય છે. ૨૦. વરસાદ રાત્રે વરસે છે.

૨૧. રાત્રે કુતરાં ભસે છે. ૨૨. સમડીઓ આખો દહાડો ઉડયાં કરે છે. ૨૩. મારો રૂમાલ નદીમાં પડી જાય છે. ૨૪. મને દરરોજ રાત્રે ભયંકર સ્વપ્નાં આવે છે*. ૨૫. હું ભૂતથી ખૂબ બીહું છું. ૨૬. વહાણ દરિયા કિનારા ઉપર છે. ૨૭. હું પુલ ઉપર ફરવા જાઉં છું. ૨૮. બાગ નદી કીનારે છે.

## પાઠ ૧૯ મો.

### સર્વનામ.

આપણે ગુજરાતીમાં સર્વનામ વાપરીએ છીએ તેમજ ઇંગ્રેજીમાં પણ સર્વનામનો ઉપયોગ છે. 'રામજીએ કહ્યું કે રામજી બાગમાં જશે' એમ ન કહેતાં આપણે કહીએ છીએ કે 'રામજીએ કહ્યું કે હું બાગમાં જઇશ'. અહીં " હું " રામજીને બદલે વાપર્યું છે તેમ ઇંગ્રેજીમાં પણ સર્વનામો વપરાય છે.

ઇંગ્રેજી સર્વનામો નીચે પ્રમાણે છે. I (હું); thou (તું); he (તે); We અમે; you (તમે); they (તેઓ).

પહેલાં ત્રણ એકવચનમાં આવે. બીજાં ત્રણ બહુવચનમાં વપરાય. વળી બીજી રીતે જોતાં જીવવાળાં પ્રાણીઓને માટે ઉપલાં બધાં વપરાય પણ જીવ વગરનાને માટે he ને બદલે it (ઇટ) વાપરવું જોઇએ. તેમજ પુરુષને માટે બોલતાં he વપરાય; અને સ્ત્રીઓને માટે she (શી) વપરાય.

*I dream horrible dreams every night.

હું I, અમે we, તું thou (ધાઉ), તમે you, તે he she, it; તેઓ they, મને me, મારૂં my, અમારૂં our અમને us, તને thee, તારૂં thine, તમને you; તમારૂં Your, તેને him, her; તેનું its, તે his, her, its; તેઓને them, તેઓનું their, આ, (એ,) this (ધિસ); (બ). these. પેલું એ. that; બ. those. (ધોઝ).

ચણીઓ, a skirt (સ્કર્ટ); બ. skirts. ટોપી, a cap (કેપ); બ. caps. વીંટી, a ring (રિંગ); બ. rings.

એરિંગ, an ear-ring (ઇઅર–રિંગ); બ. ear-rings.

બંગડી, bangles. ગાય, a cow (કાઉ); બ. cows.

કેળું, a plantain (પ્લેનટેઇન); બ. plantains.

જમરૂખ, a pear (પીયર); બ. pears.

નારંગી, an orange (ઓરેંજ); બ. oranges.

તડબુચ, a water-melon (વોટર–મેલન); બ. water-melons.

ખોયું, lost (લોસ્ટ).

ગુજરાતીનું ઇંગ્રેજી કરો:—

૧. હું તમારે ઘેર આવું છું. ૨. તમે અમારાં તડબૂચો લો છો. ૩. મારી પાસે તેઓની કેરી છે. ૪. તમારી પાસે તેની નારંગી છે. ૫. આ અમારો બાગ છે. ૬. પેલી છોકરી મારી બેન છે. ૭. તે નિશાળે જાય છે. ૮. તેણીનાં જમરૂખો. ૯. તે મારૂં ટેબલ છે. ૧૦. ચંચળ પોતાનો ચણીઓ પહેરે છે. ૧૧. તે તેઓને તેઓની બંગડીઓ આપે છે. ૧૨. તેને તેની ચોપડી આપો (give).

૧૩. તે મને તેની વીંટી આપે છે. ૧૪. હું તમને મારી ટોપી આપું છું. ૧૫. અમે અમારાં કેળાં અને જમરૂખો ખાધાં. ૧૬. તેણીએ તેનું એરિંગ ખોયું.

## પાઠ ૨૦ મો.

### શબ્દયોગી અથવા વાક્યયોગી.

અને and (એન્ડ); પણ but (બટ); તોપણ yet; જ્યારે when (વ્હેન); જ્યાં; ક્યાં? where (વ્હેર); કે that (ધેટ); કારણકે because (બિકૉઝ); એવી શરતે કે provided (પ્રોવાઇડેડ); જો if (ઇફ); કે નહિ whether (વેધર); રખેને lest (લેસ્ટ); વિના unless (અનલેસ); જોકે although (ઓલધો); કેવી રીતે how (હાઉ); પછી after (આફ્ટર); કે તરતજ as soon as (એઝ સુન એઝ); પહેલાં before (બિફોર).

#### શબ્દો.

જમરૂખ, a pear (પીઅર), બ. pears.
કહે છે, (એ) says (સેઇઝ); બ. say.
બોલાવે છે, (એ). calls (કોલ્સ), બ. call.
ઉઠે છે, (એ.) gets up (ગેટસઅપ); બ. Get up.
જાગે છે, (એ.) awakes (અવેઇક્સ); બ. awake.
ઉગે છે, (એ.) rises (રાઇઝીઝ); બ. rise.
લખે છે, (એ.) writes (રાઇટ્સ); બ. write.
રડે છે, (એ.) weeps (વીપ્સ); બ. weep.

ઇંગ્રેજી કરોઃ—

૧. કેરી અને જમરૂખ. ૨. એક રાતો કુતરો અને બે ભુરા ઘોડા. ૩. મારા બાપા કહે છે કે આ ચોપડી સારી છે. ૪. ચંપકલાલ કહે છે કે પેલો ચપ્પુ નઠારો છે. ૫. હું તમને બોલાવું છું કારણ કે શિક્ષક આવે છે. ૬. દરરોજ હું આવું છું ત્યાર પછી તે નિશાળે આવે છે. ૭. હું ઉઠું છું ત્યાર પછી તે જાગે છે. ૮. જ્યારે સૂરજ ઉગે છે ત્યારે* હું મારાં કપડાં ધોઉં છું. ૯. જ્યારે હું વાંચું છું ત્યારે તમો રમો છો. ૧૦. જ્યારે તેઓ લખે છે ત્યારે હું રમું છું. ૧૧. હું લખું છું પછી તે લખે છે. ૧૨. તેઓ આવે છે પછી તમો આવો છો. ૧૩. તમે વાંચો છો કારણ કે તેઓ વાંચે છે. ૧૪. ચંચળ રડે છે કારણ કે તેની મા રડે છે. ૧૫. લાલભાઇ રડે છે તો તેની બેન પણ (also) રડે છે.

## પાઠ ૨૧ મો.

### થોડાંક ઇંગ્રેજી વાકયો.

1. He sleeps[1] soundly[2]. 2. You work[3] industriously[4]. 3. The sun shines[5] in the sky[6]. 4. It rises[7] in the east[8] and sets[9] in the west[10]. 5. Ramdas prepares[11] his lessons[12].

---

*Note:—ત્યારેનું અંગ્રેજી then છે. પણ when શબ્દમાં ત્યારેનો સમાવેશ થાય છે. માટે ફરીથી ત્યારે શબ્દનો તરજુમો then વાપરી કરવો નહિ.

6. Soldiers[13] obey[14] their officers[15]. 7. Students[16] obey their teachers. 8. This boy loves[17] his master[18]. 9. Flowers[19] smell[20] very sweetly. 10. The ship[21] dashes[22] against[23] the rocks. 11. I always walk[24] round[25] the garden 12. He hears[26] the nightingale[27]. 13. The earth goes round the sun. 14. I put[28] my books on my bookshelf[29]. 15. I always mend[30] my pencil with[31] my penknife. 16. The dog runs after the cat. 17. He comes in the morning[32]. 18. She is a foolish[33] girl. 19 The rich Brahmin lives in a house[34] far from the station. 20. I always meet Ramashanker near the station. 21. The[35] white dog barks[36] loudly. 22. My name[37] is Nemchand. 23. My father's[38] name is Vakhatchand. 24. I am a cloth-merchant. 25. He is a wine-merchant[39]. 26. I purchase my goods[40] from Germany[41]. 27. Chhaganlal exports[42] corn[43] to foreign[44] countries[45]. 28. His brother imports[46] hosiery[47] from Japan[48]. 29. Chhaganlal is an export-agent[49]. 30. His brother is an import-agent[50]. 31. There are many export[51] and import[52] agents in Bombay.

32. The old man sits near the tree. 33. His dog sits by[54] him. 34. This beggar[55] comes here everyday. 35. The post-man brings my letters punctually[57]. 36. He is a very[58] obliging[59] man. 37. The Governor of Bombay is in Poona now[60]. 38. There is a beautiful garden near the river bank. 39. I live in Gopipura. 40. They choose[61] an animal[62]. 41. Rama milks[63] the cows and buffaloes. 42. My sisters embroider beautifully. 43. My mother sews my garments[64]. 44. You tell a lie[65]. 45. They always speak the truth[66]. 46. When we speak the truth the people[67]. love us. 47. If Govind comes when Shanta reads, she shuts[68] her book immediately[69]. 48. The dog is in the pond[70]. 49. He swims[71] in it. 50. Tippu is a brave dog. 51. He brings the stick[72] from the pond. 52. Mr. Anderson is the Collector of Bombay. 53. He speaks Marathi well. 54. He is a good Englishman[73].

૧. એ. (સ્લીપ્સ), ઉંઘે છે; બ. sleep. ૨. (માઉન્ડલી) ઘસમસાટ. ૩. બ. ( વર્ક ) કામ કરો છો. એ. works. ૪. ( ઇન્ડસ્ટ્રીઅસ્લી ) ઉદ્યોગથી. ૫. એ. ( શાઇન્સ ) પ્રકાશે છે; બ. shine. ૬. (સ્કાઇ) આકાશ. ૭. એ. ( રાઇઝીઝ ) ઉગે છે; બ. rise.

૮. (ઇસ્ટ) પૂર્વ. [ ઉત્તર, The North (ધી નોર્થ); દક્ષિણ, The South (ધી સાઉથ). ] ૯. એ. (સેટ્સ) આથમે છે. ૧૦. (વેસ્ટ) પશ્ચિમ. ૧૧. એ. (પ્રીપ્રેર્સ) બનાવે છે, તૈયાર કરે છે; બ. prepare. ૧૨. બ. (લેસન્સ) પાઠ; એ. a lesson. ૧૩. બ. ( સોલજર્સ ) લશ્કરી સીપાહીઓ; એ. a soldier. ૧૪. બ. ( ઓબે ) હુકમ માને છે, આજ્ઞા પાળે છે; એ. obeys. ૧૫. બ. ( ઓફીસર્સ ) અમલદારો; એ. an officer. ૧૬. બ. (સ્ટુડન્ટસ) વિદ્યાર્થીઓ; એ. a student. ૧૭. એ. ( લવઝ ) ચહાય છે; બ. love. ૧૮. એ. ( માસ્ટર ) શેઠ; બ. masters. ૧૯. બ. ( ફ્લાવર્સ ) ફૂલો; એ. a flower. ૨૦. બ. ( સ્મેલ ) વાસ આપે છે; એ. smells. ૨૧. એ. (શિપ) વહાણ; બ. ships. ૨૨. એ. (ડેશીઝ) અથડાય છે; બ. dash. ૨૩. ( અગેન્સ્ટ ) સામુ, સાથે. ૨૪. ( વૉક ) ચાલું છું. ૨૫. ( રાઉન્ડ ) આસપાસ. ૨૬. એ. ( હીઅર્સ ) સાંભળે છે; બ. hear. ૨૭. એ. ( નાઇટીંગેલ ) બુલબુલપક્ષી; બ. nightingales. ૨૮. ( પુટ ) મુકું છું. ૨૯. એ. (બુકશૈલ્ફ) ચોપડીઓ મૂકવાની ઘોડી; બ. bookshelves. ૩૦. (મેન્ડ) ઘડું છું. ૩૧. (વીથ) થી; વતી. ૩૨. (મોર્નિંગ) સવાર; બ. mornings. ૩૩. (ફુલીશ) બેવકુફ. ૩૪. એ. (હાઉસ) ઘર; બ. houses. ૩૫. બ. (મીટ) મળું છું; (એ). meets. ૩૬. એ (બાર્કસ) ભસે છે; બ. bark. ૩૭. એ. (નેઇમ) નામ; બ. names. ૩૮. (ફાધર્સ) બાપનું. ૩૯. (વાઇન) દારૂ; wine-merchant. દારૂનો વ્યાપારી ૪૦. (ગુડઝ) માલ. ૪૧. દેશનું નામ (જર્મની). ૪૨. એ એક્સપોર્ટસ) નિકાસ કરે છે; બહાર ગામ મોકલે છે. બ. export.

૪૩. (કાર્ન) અનાજ. ૪૪. (ફોરીન) પારકા. ૪૫. બ. (કન્ટ્રીઝ) દેશો; એ. country; foreign country પરદેશ. ૪૬. એ. ( ઇમ્પોર્ટસ ) આયાત કરે છે, મંગાવે છે; બ. import. ૪૭. ( હોઝીઅરી ) મોજાં, ગંજીફરાક, વગેરે. ૪૮. ( જાપાન ) જાપાન દેશનું નામ. ૪૯. એ. (એજન્ટ) દલાલ; આડતીઓ; export-agent નિકાસ કરનાર આડતીઓ. બહાર ગામ માલ મોકલે તે. ૫૦. માલ મંગાવી આપવાની આડત કરે તે. ૫૧–૫૨. નિકાસ અને આયાત બેઉ કામ કરનારા. ૫૩. બ. ( એજન્ટસ ) આડતીઆઓ. ૫૪. (બાઇ) પાસે. ૫૫. એ. ( બેગર ) ભિખારી; બ. beggars. ૫૬. એ. ( પોસ્ટમેન ) ટપાલનો સિપાઇ; બ. postmen. ૫૭. (પંક્ચ્યુઅલી) નિયમિત વખતે. ૫૮. ( વેરી ) ઘણું. ૫૯. (ઓબ્લાઇજીંગ) પરગજુ, ઉપકાર કરવા તૈયાર. ૬૦. ( નાઉ ) હમણાં. ૬૧. ( ચૂઝ ) પસંદ કરે છે. ૬૨. એ. ( એનિમલ ) પ્રાણી; જનાવર; બ, animals. ૬૩. એ. ( મિલ્કસ ) દોહ્ય છે; બ. milk. ૬૪. બ. ( ગારમેન્ટસ ) કપડાં; એ. garment. ૬૫. એ. ( લાઇ ) જુઠાણું. બ. lies. ૬૬. એ. ( ટ્રુથ ) સાચી વાત; બ. truths. ૬૭. ( પીપલ ) લોકો. ૬૮. એ. (શટસ) બંધ કરે છે; બ. shut. ૬૯. ( ઇમીડીએટલી ) તરતજ. ૭૦. એ. ( પોન્ડ ) તળાવ; બ. ponds. ૭૧. એ ( સ્વિમ્સ ) તરે છે; બ. swim. ૭૨ એ. ( સ્ટિક ) લાકડી; બ sticks. ૭૩. ( ઇંગ્લીશમેન ) ઈંગ્રેજ; બ. Englishmen. ઈંગ્રેજો.

---

# પાઠ ૨૨ મો.

## કાળ.

અત્યાર સુધી જે વાકયો આવ્યાં છે તેમાં માત્ર હાલના વખતમાં જે ક્રિયા થાય છે તેનીજ વાત આવી છે. અર્થાત્ થઇ ગએલી ક્રિયા તથા થવાની ક્રિયાની બાબતો આવી નથી. માત્ર ચાલુ કાળની વાત કરી છે. ગત કાળની કે ભવિષ્યની વાત કરી નથી. કાળ ત્રણ પ્રકારના છે. (૧) ભુત, ( ૨ ) વર્તમાન, (૩) ભવિષ્ય. હમણાં ક્રિયા થાય છે તે બતાવવાને ક્રિયાપદનું જે રૂપ વાપરીએ છીયે તેને ક્રિયાપદનું વર્તમાન કાળનું રૂપ કહીએ છીયે. ગએલા કાળમાં થએલી ક્રિયા બતાવનાર રૂપ તે ભુત કાળનું રૂપ, અને હવે પછી થશે એવું બતાવનાર રૂપ તે ભવિષ્ય કાળનું રૂપ કહેવાય. ત્યારે ક્રિયાપદ ત્રણ મુખ્ય રૂપ લે છે.

૧. ભૂતકાળનું રૂપઃ—ગયો, આવ્યો, વાંચ્યું, ગાયું, બોલ્યો, ઇત્યાદિ.

૨. વર્તમાનકાળનું રૂપઃ—આવે છે, વાંચે છે, ગાય છે, બોલે છે, ઇત્યાદિ.

૩. ભવિષ્યકાળનું રૂપ–આવશે, જશે, વાંચશે, બોલશે, ઇ.

અંગ્રેજીમાં ક્રિયાપદોનાં આવાં રૂપો શી રીતે થાય છે, એ બાબત નિયમો હમણાં આપવાથી ગુંચવાડો ઉત્પન્ન થાય માટે નિયમો સમજાવવાનું મુલતવી રાખી અહીં મુળ ક્રિયાપદો, અને તેનાં ત્રણ કાળનાં રૂપ આપીશું.

## દૃષ્ટાંત.

### મારવું.

| મૂળરૂપ | વર્તમાન કાળનું રૂપ. | ભૂતકાળનું રૂપ. | ભવિષ્યકાળનું રૂપ. |
| --- | --- | --- | --- |
| મારવું to beat, (બીટ) | (એ)beats (ગ) beat | beat (બીટ) | will beat અથવા shall beat (વિલબીટ અથવા શૅલબીટ). |

| મુળ ક્રિયાપદ. | વર્તમાનકાળનાં રૂપો. | ભૂતકાળ. | ભવિષ્યકાળ. |
|---|---|---|---|
| દોડવું, to run [રન] | [એ] runs [બ] run | ran [રેન] | will run. |
| કરવું, to do [ડુ] | [એ] does; [બ] do | did [ડીડ] | will do. |
| રમવું, to play [પ્લે] | [એ] plays; [બ] play | played [પ્લેઈડ] | will play. |
| સ્વીકારવું, to accept | [એ] accepts [બ] accept | accepted એક્સેપટેડ | will accept. |
| અટકવું અટકાવવું, to stop [સ્ટોપ] | [એ] stops [બ] stop | stopped [સ્ટોપ્ડ] | will stop. |
| રાખવું, to keep [કીપ] | [એ] keeps [બ] keep | kept [કેપ્ટ] | will keep. |
| વીંટાળવું, to roll [રોલ] | [એ] rolls [બ] roll | rolled [રોલ્ડ] | will roll. |
| લટકવું to hang [હેન્ગ] | [એ] hangs [બ] hang | hung [હંગ] | will hang. |
| રંગવું, to paint [પેઈન્ટ] | [એ] paints [બ] paint | painted [પેઇન્ટેડ] | will paint. |
| ધોવું, to wash [વોશ] | [એ] washes [બ] wash | washed [વોશ્ડ] | will wash. |
| ન્હાવું, to bathe [બેધ] | [એ] bathes [બ] bathe | bathed [બેઈધ્ડ] | will bathe. |
| અજમાવવું, to try [ટ્રાઇ] | [એ] tries [બ] try | tried [ટ્રાઇડ] | will try. |
| આરામ લેવો, to rest [રેસ્ટ] | [એ] rests [બ] rest | rested [રેસ્ટેડ] | will rest. |
| અઢેલવું, to lean [લીન] | [એ] leans [બ] lean | leaned [લીન્ડ] | will lean. |
| વાંચવું, to read [રીડ] | [એ] reads [બ] read | read [રેડ] | will read. |
| ચાલવું, to walk [વૉક] | [એ] walks [બ] walk | walked [વૉક્ડ] | will walk. |
| પીવું, to drink [ડ્રીંક] | [એ] drinks [બ] drink | drank [ડ્રેન્ક] | will drink. |
| મૂકવું, to put [પુટ] | [એ] puts [બ] put | put [પુટ] | will put. |
| લેવું, to take [ટેઈક] | [એ] takes [બ] take | took [ટુક] | will take. |
| અથડાવવું, to dash [ડેશ] | [એ] dashes [બ] dash | dashed [ડેશ્ડ] | will dash. |
| થુંકવું, to spit [સ્પિટ] | [એ] spits [બ] spit | spitted [સ્પિટેડ] | will spit. |
| બંધ કરવું, to shut [શટ] | [એ] shuts [બ] shut | shut [શટ] | will shut. |
| વેચાતું લેવું, to buy [બાય] | [એ] buys [બ] buy | bought [બૉટ] | will buy. |

ભેટ, (એ). present; બ. presents. ગાય, (એ). a cow; બ. cows. શેતરંજી, (એ). carpet; બ. carpets. છબી, (એ). a picture; બ. pictures. દીવો, (એ). a lamp; બ. lamps. દિવાલ, (એ). a wall; બ. walls. રસ્તો, (એ). a road; બ. roads. ખડક, (એ). a rock; બ. rocks. શરબત, syrup (સિરપ). લોહી, blood (બ્લડ). મ્હોં, mouth, (માઉથ). નકશો, a map; બ. maps. ઇનામ, (એ). prize (પ્રાઈઝ); બ. prizes. નક્કી, without fail (વિધાઉટ ફેઇલ).

ગુજરાતી કરો:—

1. He ran to the river. 2. Chandu will go to school. 3. I bought a mango. 4. We shall buy handkerchiefs. 5. The servant rolls the carpet. 6. He bathed in the tank. 7. They will read a book. 8. The carriage dashed against the wall. 9. We shut the door. 10. He will accept my present. 11. The mason painted the wall. 12. Ramdas spitted blood. 13. The servant washed clothes 14. He leaned against the railing. 15. We will bathe in the Ganges. 16. The servant hangs lamps. 17. The painter will paint a picture. 18. He drinks syrup. 19. We will rest here. 20. They will walk to the garden.

૧. રામદાસે મારી ભેટ સ્વીકારી. ૨. *હું તમારી ભેટ સ્વીકારીશ. ૩. તે દૂધ પીએ છે. ૪. તમે શેતરંજી વીંટાળી. ૫. તેણી નકશો વીંટાળશે. ૬. તે થુંક્યો. ૭. આ સાધુ લોહી થુંક્યો. ૮. લોકો શરબત પીશે. ૯. મેં ગાડી અટકાવી. ૧૦. તે મને અટકાવશે. ૧૧. અમે કુતરા રાખ્યા. ૧૨. તેઓ આરામ લે છે. ૧૩. તમે આરામ લીધો. ૧૪. કુતરાએ દૂધ પીધું. ૧૫. અમલદારે લાંચ લીધી. ૧૬. વહાણ ખડક સાથે (against) અથડાયું. ૧૭. આળસુ છોકરો રમે છે. ૧૮. મણીલાલે બહુ ધીમેથી વાંચ્યું. ૧૯. પેલી છોકરી મોટેથી વાંચશે. ૨૦. તમે અજમાવી જોશો. ૨૧. હું આ દવા અજમાવીશ. ૨૨. મેં કાલે પાઠ વાંચ્યો હતો. ૨૩. ચાકરે દીવો ટંગાવ્યો (લટકાવ્યો). ૨૪. રામાએ કપડાં સારાં ધોયાં. ૨૫. આ છોકરી સારું ગાશે. ૨૬. પેલી સ્ત્રી સારૂં રાંધશે. ૨૭. આ ઉદ્યોગી છોકરો નક્કી ઇનામો મેળવશે. ૨૮. આ ભલી સ્ત્રી ગાય દોહશે. ૨૯. યશોદાએ કબાટમાં ચોપડી મુકી. ૩૦. તેની બેને કબાટમાં સાડી મૂકી. ૩૧. ગઈ કાલે એક માણુસ એક ગાડી સાથે અથડાયો. ૩૨. સિપાઈએ [ the police-man ] ગાડી અટકાવી. ૩૩. મેં આ ચોપડી તમારી પાસેથી લીધી. ૩૪. ઘોડો આરામ લેશે. ૩૫. સૂરજ કાલે સવારે ઉગશે. ૩૬. ફુલ સારી સુગંધી આપે છે. ૩૭. હું સવારે નાહ્યો. ૩૮. હું બાગ લગી [ upto ] ચાલ્યો. ૩૯. હું ચોપડી બંધ કરીશ.

---

*હું સર્વનામ સાથે ભવિષ્યકાળમાં will ( વિલ ) ને બદલે shall (શેલ) વાપરવું. હું વાંચીશ. I shall read.

# પાઠ ૨૨ મો.

## વધારાના શબ્દો અને વાક્યો.

| મુળરૂપ. | વર્તમાનકાળનાં રૂપો. | ભૂતકાળનું રૂપ. | ભવિષ્યકાળ. |
|---|---|---|---|
| મદદ કરવી to help | (એ). helps; (બ). help. | helped (હેલ્પડ) | will help. |
| લઇ આવવું to bring | (એ). brings; (બ). bring. | Brought (બ્રૉટ) | will bring. |
| લક્ષ આપવું to attend to (ટુ એટેન્ડ ટુ). | (એ). attends to; (બ). attend to. | attended to (એટેન્ડેડ) | will attend to. |
| લગ્ન કરવું to marry | (એ). marries; (બ). marry | married (મૅરીડ) | will marry. |
| નાસી જવું to run away (રન અવે). | (એ). runs away; (બ). run away. | ran away (રૈન અવે.) | will run away. |
| રજા લેવી to take leave (ટેઇક લીવ). | (એ). takes leave; (બ). take leave. | took leave (ટુક લીવ). | will take leave. |
| ઉંઘવું to sleep | (એ). sleeps; (બ). sleep. | slept (સ્લેપ્ટ) | will sleep. |
| રક્ષણ કરવું to protect | (એ) protects (બ). protect | protected પ્રોટક્ટેડ | will protect |
| ખોવું to lose (લુઝ). | (એ). loses; (બ) lose. | lost (લૉસ્ટ). | will lose. |
| સ્થાપવું to found. | (એ). founds; (બ). found | founded (ફાઉન્ડેડ) | will found. |
| બાંધવું to build (બિલ્ડ). | (એ). builds; (બ). build. | built (બિલ્ટ). | will build. |
| લડવું to fight (ફાઇટ). | (એ). fights; (બ). fight. | fought (ફૉટ). | will fight. |

મિત્ર, a friend; (ફ્રેન્ડ) બ. friends. શેર, seer, pound; (શેર), (પાઉન્ડ); બ. seers, pounds. નાની ઉમ્મરે, at an early age (એટ એન અર્લિ એઇજ), early, અર્લિ; very young (વેરીયંગ). ચાર દીવસની, for four days (ફોર ફોર ડેઇઝ). ઇસ્પીટાલ, a hospital (હોસ્પીટલ); બ. hospitals. સંગ્રહસ્થાન, (museum); બ. museums. કુવો, a well; બ. wells. હિંદુ લોક, The Hindus (હિંડુઝ). મોટી ઉમ્મરે, late in life; at an advanced age. લડાઈ, a battle; બ. battles. સ્થાપનાર, a founder; બ. founders. મુગલ રાજ્ય, The Mogal Empire (મોગલ એમ્પાયર). ઇંગ્રેજી રાજ્ય, The British Empire (બ્રિટિશ એમ્પાયર). રાજ્ય, empire (એમ્પાયર); બ. empires. બુદ્ધધર્મ Buddhism (બુદ્ધિઝમ). ખ્રિસ્તી ધર્મ Christianity (ક્રિશ્ચિએં-નીટી). રાજા, a king (કિંગ); બ. kings. ફરજ, duty (ડ્યુટી); બ. duties. છે, is. હતો, was. સાકર, sugar. પ્રજા, the people (પીપલ).

ઇંગ્રેજી કરો:—

૧. ભવાનીશંકરે મને મદદ કરી. ૨. પરમેશ્વર આપણને મદદ કરશે. ૩. મારો ચાકર શાક લાવે છે. ૪. ચોર નાશી ગયો. ૫. તમે મોટેથી બોલશો તો ચોરો નાશી જશે. ૬. હારકામાં મેં પાંચસો રૂપીઆ ખોયા. ૭. કાલે હું ધસમસાટ ઉંઘ્યો. ૮. તમો આજે રાત્રે (at night) ધસમસાટ ઉંઘશો. ૯. મારા કાકાએ ઘર બાંધ્યું,

ત્યારે હું મુંબાઈ હતો. ૧૦. પ્રતાપ બહાદુરીથી લડ્યો. ૧૧. હું પાંચશેર સાકર લાવ્યો. ૧૨. બાબર મુગલ રાજ્યનો સ્થાપનાર હતો. ૧૩. મારો ભાઇ નાની ઉમરે પરણ્યો. ૧૪. ગોકળદાસશેઠે ઇસ્પીતાલ બંધાવી. ૧૫. ક્લાઇવે ( Clive ) હિંદુસ્થાનમાં ઇંગ્રેજી રાજ્ય સ્થાપ્યું. ૧૬. રાજા પ્રજાનું રક્ષણ કરે છે. ૧૭. હિંદુઓ નાની ઉમ્મરે પરણે છે, અને ઇંગ્રેજો મોટી ઉમ્મરે પરણે છે. ૧૮. બુદ્ધે એશિઆમાં બુદ્ધ ધર્મ સ્થાપ્યો અને ક્રાઇસ્ટે યુરોપમાં ખ્રિસ્તિ ધર્મ સ્થાપ્યો. ૧૯. રાજારામે ચાર દિવસની રજા લીધી. ૨૦. ચાકર કુવામાંથી પાણી કાઢશે. ૨૧. મારા મિત્રે મને મદદ કીધી. ૨૨. રામકૃષ્ણ મોટા સાધુ હતા. ૨૩. મારી નાની બેન દૂધ લાવી ત્યારે હું ઉંઘી ગયો હતો. ૨૪. બિલાડીએ દૂધ પીધું ત્યારે કુતરો ભસ્યો. ૨૫. વનરાજ રાજા હતો.

# પાઠ ૨૩ મો.

## વચન અને પુરૂષ.

### વચન.

આપણે જોયું છે કે, નામ જ્યારે એક વસ્તુનું હોય ત્યારે તેનું રૂપ, બહુ વસ્તુઓનું નામ હોય તેના રૂપ કરતાં જુદી રીતનું હોય છે. ગુજરાતીમાં જેમ છોકરો એનું બહુ વચન છોકરાઓ; અને માણસનું બહુવચન માણસો થાય છે; તેમ ઈંગ્રેજીમાં પણ રૂપ બદલાય છે. એ રૂપમાં ફેર નિયમસર થાય છે. બધા નિયમો તો અમે આપતા નથી, પરંતુ એક સામાન્ય નિયમ આપીશું.

સાધારણ નિયમ એવો છે કે એક વચનના રૂપની અગાડી a અથવા an હોય તે કાઢી નાખ્યા પછી s લગાડીએ તો બહુવચન થાય. દૃષ્ટાંત:—a dog, કુતરો; dogs, કુતરાઓ. a pig, ડુક્કર; pigs. ડુક્કરો.

જો નામને છેડે ss, sh, x, o, ch, આવે તો બહુવચન es લગાડવાથી થાય એ સ્પષ્ટ છે. કારણકે એ 'સ'કાર સાથે આવે તો વચમાં 'સ્વર' મૂક્યા સિવાય ઉચ્ચાર થઇ શકે નહિ. an ass; asses. a box પેટી, boxes પેટીઓ. a church દેવલ, churches દેવલો. a buffalo ભેંસ, buffaloes ભેંસો.

બિલાડી, a cat (કેટ).
લાકડી, a stick (સ્ટિક).
ઘર, a house (હાઉસ).
નરમ, soft (સોફ્ટ).
ખડીઓ, an inkstand (ઇન્ક સ્ટેન્ડ).
ખુરશી, a chair (ચેર).
વહાણ, a ship (શિપ).
નદી, a river (રિવર).
પુલ, a bridge (બ્રિજ).
રણ, a desert, (ડેઝર્ટ).
સમુદ્ર, an ocean (ઓશન).
દાડમ, a pomegranate (પોમગ્રેનેટ).
કાગળ, a letter (લેટર).
ટેબલ, a table (ટેબલ).
પેનસીલ, a pencil (પેનસિલ).
ગામ, a village (વિલેઇજ).
શબ્દ, a word (વર્ડ).
બટાકો, a potato (પોટેટો).
ખલાસી, a sailor (સેઇલર).
સરોવર, a lake (લેઇક).
પર્વત, a mountain (માઉન્ટન).
ખેડુત, a farmer (ફાર્મર).
ખીણ, a valley (વેલી).
ઓફિસ, an office (ઓફીસ).
લાંબું, long (લોંગ).
રાતું, red (રેડ).

દોરડું, a rope (રોપ). કલમ, a pen (પેન).
ઘંટ, a bell (બેલ). મહોલ્લો, a street (સ્ટ્રીટ).
પીળું, yellow (યલો). ઝુમખો, bunch (બન્ચ).
દુકાન, a shop (શોપ). થાળી, a dish (ડીશ).
ધક્કો, a push (પુશ). પહોળી, wide (વાઇડ).
ખાઈ, a ditch (ડીચ). પ્યાલુ, a cup (કપ).
વિશાળ, big (બિગ), extensive (એક્સ્ટેન્સિવ).
મજબુત, strong (સ્ટ્રોન્ગ). ઉંચો, high (હાઈ).
રેતાળ, sandy (સેન્ડી). ગરીબ, poor (પુઅર).
પૈસાદાર, rich (રીચ). અંજીર, a fig (ફિગ).
કેળું, a plantain (પ્લેનટેઇન). દરાખ, grapes (ગ્રેઇપ્સ).
પોસ્ટ કાર્ડ, a post card (પોસ્ટ કાર્ડ). ઉંડી, deep (ડીપ).

ઇંગ્રેજી કરો:—

૧. રેતાળ રણો. ૨. ઉંડી નદી. ૩. ઉંડી ખીણો. ૪. ઉંચા પર્વતો. ૫. મોટી ઓફીસો. ૬. વિશાળ સમુદ્રો. ૭. લાંબા પુલો. ૮. ગરીબ ખેડુતો. ૯. કાગળો. ૧૦. મજબુત પુલો. ૧૧. પહોળા મહોલ્લા. ૧૨. રાતી પેનસીલો. ૧૩. પચીશ બટાટા. ૧૪. પચાસ ખુરશીઓ. ૧૫ દરાખનાં ઝુમખાંઓ. ૧૬. બિલાડીઓ અને કુતરાઓ. ૧૭. વહાણો અને ખલાસીઓ. ૧૮. પીળાં ઘરો. ૧૯. નાનાં ગામડાંઓ. ૨૦. પંદર થાળીઓ અને પચાશ વાડકાઓ.

સુચના—હવેથી નામનાં બહુ વચનમાં રૂપો આપવામાં આ-

વશે નહિ. એ રૂપો શીખનારે પોતાની મેળે ઉપલા નિયમો યાદ રાખી બનાવી લેવાં. એ સિવાયનાં જે બીજાં રૂપો હશે તે આપીશું.

## પુરૂષ.

હવે વચન પછી પુરૂષનો કાંઇક વિચાર કરવો જરૂરનો છે. ધારો કે આપણે વાત કરીએ છીએ અને એ વાત કોઇ ત્રીજા માણસ સંબંધી છે. તો જે આદમી બોલતો હશે તે "હું" કહી વાત કરશે અને જેની સાથે વાત કરતો હશે તેને " તું " અથવા "તમે" કહી વાત કરશે; અને જે માણસની વાત કરતો હશે તેના સંબંધમાં "તે" કહેશે, અર્થાત્ "હું" વાત કરનારને માટે, "તું" જેને વાત કરતા હોઇએ તેને માટે, અને 'તે' જેની વાત કરતા હોઇએ તેને માટે વપરાય છે. આ, વ્યાકરણમાં પુરૂષને નામે ઓળખાય છે, અને તે ત્રણ છે. એકવચનમાં અને બહુવચનમાં બન્નેમાં ત્રણ ત્રણ પુરૂષ ગણેલા છે.

૧ લો પુરૂષ (એ). હું, (બ). અમે.

૨ જો ,, (એ). તું, (બ). તમે.

૩ જો ,, (એ). તે, (બ). તેઓ.

વચન તો આપણે જાણીએ છીએ. એકવચનથી એમ સમજાય છે કે જે વસ્તુ અથવા માણસની આપણે વાત કરીએ છીએ તે એકજ છે, એક કરતાં વધારે નથી. બહુવચન એમ બતાવે છે કે તે એક નથી પણ વધારે છે.

આપણે એ પણ જોયું છે કે બહુવચન સાથે ક્રિયાપદનું બહુ-વચનનું રૂપ વાપરવું, અને એકવચન સાથે એકવચનનું રૂપ વાપ-રવું. હવે પહેલા, બીજા અને ત્રીજા પુરૂષ સાથે વાક્યમાં ક્રિયાપદ કેવા રૂપમાં વાપરવું તે જાણવાનું છે.

| પુરૂષ. | એકવચન | ક્રિયાપદનું રૂપ. | બહુ. | ક્રિયાપદનું રૂપ. |
|---|---|---|---|---|
| ૧ | I, હું. | બ. નું રૂપ. | we, અમે. | બ. નું રૂપ. |
| ૨ | thou, તું. | ક્રિ.+est. (એ). | you, તમે. | બ. નું રૂપ. |
| ૩ | he, she, it તે. | એ. નું રૂપ. | they, તેઓ. | બ. નું રૂપ. |

**આ નિયમ માત્ર વર્તમાનકાળ બનાવવાના સંબંધમાંજ લાગુ પડે છે.**

ભૂતકાળમાં માત્ર બીજા પુરૂષના એક વચનમાંજ ભૂતકાળના રૂપને st લાગે છે. તેં કીધું thou didst; પરંતુ સભ્યતા ખાતર આપણે તું ને બદલે તમે વાપરીએ છીએ તેમ ઇંગ્રેજીમાં પણ thou ભાગ્યેજ વપરાય છે. માટે એમ કહીએ તો ચાલે કે ભૂતકાળમાં ક્રિયા-પદનું રૂપ દરેક વચનમાં અને પુરૂષમાં સરખું રહે છે. તેજ પ્રમાણે ભવિષ્યકાળને માટે પણ સમજવું.

ત્યારે વર્તમાન કાળનાં રૂપો શી રીતે કરવાં ?

ક્રિયાપદના મૂળ રૂપમાં હમેશાં to એ શબ્દ સાથે હોય છે. ગુજરાતીમાં દરેક ક્રિયાપદને છેડે જેમ "વું" આવે છે, (જેમ કે કરવું, ઊંઘવું, બેસવું) તેમ ઇંગ્રેજીમાં અગાડી to આવે છે.

વર્તમાન કાળનું રૂપ કરવા માટે (૧). પહેલાં તો એ to કહાડી નાખવો. (૨). પછી પહેલા પુરૂષ એ. વ. માટે to વિના રહેલું ક્રિયાપદ જ વાપરવું; (૩.) બીજા પુરૂષમાં est અથવા st ઉમેરવું; અને (૪.) ત્રીજા પુરૂષમાં s અથવા es ઉમેરવું. બહુ વચનમાં to કહાડી નાખ્યા પછી રહેતું રૂપજ કોઇપણ ફેરફાર વિના વપરાય છે.

**to stop** (ટુ સ્ટોપ) અટકાવવું.

| એક વચન. | બહુ વચન. |
|---|---|
| ૧ લો પુ.—I stop, હું અટકાવું છું. | We stop, અમે અટકાવીએ છીએ. |
| ૨ જો પુ —thou stoppest, તું અટકાવે છે. | you stop, તમે અટકાવો છો. |
| ૩ જો પુ —he stops, she stops, it stops, તે અટકાવે છે. | they stop, તેઓ અટકાવે છે. |

**to eat** ખાવું.

I eat, હું ખાઉં છું. We eat અમે ખાઇએ છીએ.

Thou eatest, તું ખાય છે. You eat, તમે ખાઓ છો.

He, She, It, eats, તેઓ ખાય છે. They eat, તેઓ ખાય છે.

આ પ્રમાણે આગળ જે ક્રિયાપદો આપવામાં આવ્યાં છે તેનાં રૂપો કરી જોવાં.

# પાઠ ૨૪ મો.

## વર્તમાનકાળ વિષે કેટલાક નિયમો.

આપણે જોયું કે ક્રિયાપદનાં વર્તમાનકાળનાં રૂપ બતાવવાને એ. વ. બીજા પુરૂષમાં est ને st, અને ત્રીજા પુરૂષમાં s કે es ઉમેરવા પડે છે. એ ઉમેરતાં "s" કયાં મુકવો અને "es" કયાં, તેનો વિચાર કરવો પડે છે. છેલ્લો અક્ષર વખતે એવો પણ હોય કે જેની સાથે s, es જોડીએ તો બરાબર ઉચ્ચાર ન થાય. દા. હડસેલો મારવો, to push (પુશ). જો to કહાડી નાખતાં push રહે છે તેને s લગાડીએ તો pushs લખાય, અને તેનો ઉચ્ચાર થાય નહિ; માટે એને s નહિ પણ es લગાડવો; pushes (પુશીઝ); આવી રીતે ઉચ્ચાર કરવા સારૂ શબ્દના છેલ્લા અક્ષર s, sh, ss, ch, x, o, એમાંથી કોઇ પણ હોય તો ત્રીજા પુરૂષમાં s ને બદલે es લાગે. દા. to pitch એટલે દાટવું, જમીનમાં ઉભું કરવું. એ. ક. pitchs (પીચ્સ) નહિ પરંતુ pitches (પીચીઝ). તેજ પ્રમાણે rush, rushes: bless, blesses: fox, foxes: do, does (ડઝ): છેલ્લો અક્ષર વાઇ (y) હોય તો es લગાડતાં પહેલાં y નો i કરવો. દા. to try, યત્ન કરવો tri + es; tries (યત્ન કરે છે). fly, flies ઉડે છે.

### દષ્ટાંતો.

છેલ્લો ss; to miss ખોવું. (કાંઇ વસ્તુ ખોવી).

I miss. We miss.

Thou missest. You miss.

He (She, It) misses. They miss.

ch, to pinch, ચુંટી ખણવી.

બી. પુ. એ, pinchest, ત્રી. પુ. એ. pinches.

બીજા પુરૂષમાં est લગાડતાં પહેલાં પણ ક્રિયાપદનો છેલ્લો અક્ષર 'y' હોય તો તેનો i થઇ જાય છે. try, triest.

## પાઠ ૨૫ મો.

ગુજરાતીમાં ભવિષ્યકાળ બતાવવાને મુળ ક્રિયાપર "શો, શી, શું, વગેરે પ્રત્યયો લગાડવામાં આવે છે.

અંગ્રેજીમાં ભવિષ્યકાળ બનાવવો હોય તો મૂળ ક્રિયાપદના સાદારૂપની પહેલાં "shall અથવા will" મુકવાં, અને બીજા ત્રીજા પુરૂષના એકવચનનો પ્રત્યય પણ તેનેજ ( એટલે shall, will ને ) લગાડવો.

કરવું, to do; ( ભ. કા. ); will do. રમવું, to play, ભ. કા. will or shall play. આમાં will or shall એ શબ્દોથી ભવિષ્યકાળ બતાવ્યો છે.

### ભવિષ્યકાળ.

to write, લખવું.

I shall write. We shall write.

Thou wilt write. You will write.

He (she, it,) will write. They will write.

## વર્તમાન કાળ.

| | |
|---|---|
| I write. | We write. |
| Thou writest. | You write. |
| He (she, it) writes. | They write. |

પણ ઇંગ્રેજીમાં thou તું વપરાતો નથી. કારણ કે કોઇને તું કહેવું એ અસભ્ય ગણાય. માટે સાધારણ રીતે ભવિષ્યકાળમાં ક્રિયાપદની આગળ shall અથવા will ઉમેરવા એવો નિયમ ધ્યાનમાં રાખવો. ઉપર જે રૂપ આપ્યાં છે તેમાં I ની સાથે અને we ની સાથે shall છે. અને thou, you, તથા he, she, it, અને they સાથે will છે તે પણ ધ્યાનમાં રાખવું. હું, અમે, અને આપણે સાથે shall આવે અને બીજા ત્રીજા પુરૂષોમાં will આવે. સાધારણ ભવિષ્યકાળમાં I will go (હું જઇશ) એમ ન થાય; પણ I shall go કહેવું જોઇએ. તેમજ તમે જશો એટલે You will go; You shall go નહિ. આ બાબત ધ્યાનમાં રાખવાની છે.

### to dwell રહેવું.

| | |
|---|---|
| I *shall* dwell. | We *shall* dwell. |
| Thou wilt dwell. | You *will* dwell. |
| He (she, it) *will* dwell. | They *will* dwell. |

to rest, આરામ લેવો.

| | |
|---|---|
| I *shall* rest. | We *shall* rest. |
| Thou wilt rest. | You *will* rest. |
| He (she, it) *will* rest. | They *will* rest. |

તાત્પર્ય એ કે ભવિષ્ય કાળમાં ક્રિયાપદની સાથે માત્ર "વીલ" અથવા "શેલ" મૂકી દેવું; અને ક્યાં will વાપરવું અને ક્યાં shall વાપરવું તે યાદ રાખવું. thou નો ઉપયોગ કરવો નહિ.

## પાઠ ૨૬ મો.

### પ્રશ્નાર્થ વાક્યો.

આપણે જોયું છે કે ઇંગ્રેજીમાં વાક્યરચના ક્રમ થાય છે. પહેલાં કર્તા, પછી ક્રિયાપદ, અને પછી કર્મ, એ ઇંગ્રેજી વાક્યરચનાનો ક્રમ છે. હવે જો નામનો ગુણ બતાવવો હોય તો નામના આગળ વિશેષણ મુકી દેવાનું. પછી તે નામ કર્તા હોય કે કર્મ હોય. ક્રિયાપદનો ગુણ બતાવવો હોય તો ક્રિયાવિશેષણને ક્રિયાપદની પાછળ મુકી દેવું. અને જો નામનો બીજા સાથે સંબંધ બતાવવો હોય તો તેની આગળ નામયોગી મુકવું. આટલું આપણે શીખ્યા છીએ. એક દૃષ્ટાંત લઇએ.

The boy reads a book: એ સાદું વાક્ય છે.

The *good* boy reads a *big* book: (સારો છોકરો મોટી ચોપડી વાંચે છે) એમાં good વિશેષણથી છોકરાનો ગુણ, અને big વડે ચોપડીનો ગુણ બતાવ્યો છે.

The good boy reads *loudly*.

The good boy reads his lessons *loudly*.

આ બે વાક્યમાં ક્રિયાપદનો ગુણ 'લાઉડલી' શબ્દથી બતાવ્યો છે. પહેલામાં ક્રિ. વિ. ક્રિયાપદની છેક પાસે છે. બીજામાં કર્મની પાછળ છે. પણ અહિંપણ ક્રિયાપદ પાસે હોય તો ખોટું નહિ. The good boy reads loudly his lessons એ ખોટું ન કહેવાય.

The good boy *near* the tree reads a book.

The good boy puts the book *on* the table.

પહેલા વાક્યમાં good boy અને tree એ બેનો સંબંધ near નામયોગીથી બતાવ્યો. બીજા વાક્યમાં book અને tableનો સંબંધ on શબ્દથી બતાવ્યો છે.

આ બધા સંબંધો એકજ વાક્યમાં બતાવવા હોય તો પણ બતાવાય.

The good boy near the tree always reads his lessons loudly in the morning=ઝાડ આગળનો ભલો છોકરો તેનો પાઠ હમેશાં સવારમાં મોટેથી વાંચે છે.

આવાં વાક્યો બનાવતાં તો આપણે શીખ્યા; પરંતુ પ્રશ્ન પુછવો હોય તો તેવાં વાક્યની રચના કેમ કરવી?

પ્રશ્નાર્થ વાક્યોમાં હંમેશાં પહેલાં પ્રશ્ન પુછવામાં વપરાતા શબ્દોમાંથી એક, અને પછી પહેલાં ક્રિયાપદ અને પછી કર્ત્તા. એ પ્રમાણે રચના કરવી જોઇએ. પ્રશ્ન પુછવામાં ક્રિયાપદની સાથે

બીજું ક્રિયાપદ પણ વપરાય છે, ને તેને સહાયકારક ક્રિયાપદ કહે છે; કેમકે પ્રશ્ન પુછવામાં તેની સહાય મળે છે. અસલ ક્રિયાપદને મૂળ ક્રિયાપદ કહી ઓળખીશું.

**પ્રશ્નાર્થ શબ્દો** where કયાં; what શું; how કેવીરીતે; when કયારે; why શા માટે; who કોણ; which કયો, કયું; whose કોનું.

સહાયકારક ક્રિયાપદો:—do, did, can, could, will, shall, (ભ. કાળ માટે). is, છે. am, છું. are, છે. એ સાધારણ ક્રિયાપદો છે.

પ્રશ્નાર્થ વાકયોની રચના:—તમે વાંચો છો? do you read? આમાં વાંચવું (to read) ક્રિયાપદનું પ્રશ્નાર્થ વાકય બનાવવા do ની સહાયતા લીધી છે અને તેને નામની અગાડી મુકયું છે. પછી નામ લીધું છે અને છેલ્લું મૂળ ક્રિયાપદ લીધું છે. વળી પહેલાં પ્રશ્નાર્થ શબ્દ મુકી, પછી સહાયકારક ક્રિયાપદ, પછી કર્ત્તા, અને છેલ્લે મુખ્ય ક્રિયાપદનું સાદું રૂપ મુકવાથી પણ પ્રશ્નાર્થ વાકયો બને છે.

દૃષ્ટાંત—Where did you eat? તમે કયાં ખાધું? Which is this book? આ કઈ ચોપડી છે?

આ પ્રશ્નાર્થ વાકયોનું ઇંગ્રેજી કરો:—

૧. તમે કયાં જાઓ છો? ૨. તમે કયાં બેસશો? ૩. તે કયાં છે? ૪. તે કયાં બેઠો? ૫. આ શું છે? ૬. તમે શું લાવ્યા? ૭. તેઓ શું લાવશે? ૮. શું તમે આવો છો? ૯. તમે કેવી રીતે

આવ્યા ? ૧૦. તમે કેવી રીતે આવો છો ? ૧૧. તે કેવી રીતે આવશે ? ૧૨. તે ક્યારે આવે છે ? ૧૩. તે ક્યારે આવ્યો ? ૧૪. તે તમે ક્યારે લાવશો ? ૧૫. તેઓ શા માટે આવે છે ? ૧૬. તેઓ શા માટે આવ્યા ? ૧૭. અહીંયા તેઓ શા માટે આવશે ? ૧૮. ત્યાં કોણ જાય છે ? ૧૯. ત્યાં કોણ આવ્યો ? ૨૦. ત્યાં કોણ આવશે ? ૨૧. તે કઈ ચોપડી છે ? ૨૨. કયું છોકરૂં આવ્યું ? ૨૩. કયો ભિખારી માગવા આવશે ? ૨૪. આ કોનું લુગડું છે ? ૨૫. કોનું છોકરૂં જશે ? ૨૬. આ કોની વીંટી હતી ?

જવું, to go ( ટુ ગો ). બેઠો, did sit, (ડીડ સીટ).
લાવ્યો, did bring (ડીડ બ્રીન્ગ). આવવું, to come (ટુ કમ).
આવ્યો, did come (ડીડ કમ). હતો, was (વૉઝ).
છે, is (ઇઝ).

## કેટલાંક ઇંગ્રેજી પ્રશ્નાર્થ વાક્યો.

( તરજુમા સહિત) )

When does the sun rise ? સુરજ ક્યારે ઉગે છે ?
When does the sun set ? સુરજ ક્યારે આથમે છે ?
How does the rain come ? વરસાદ શી રીતે આવે છે ?
Will you come to the staions ? તમે સ્ટેશને આવશો ?
Will you give me a pencil ? મને પેનસીલ આપશો ?
Where does the Sherastadar live ? શીરસ્તદાર સાહેબ ક્યાં રહે છે ?

Which school does he attend ? એ કઇ નિશાળે જાય છે ?
Shall we go to the garden ? આપણે બાગમાં જઇશું ?
What are you by caste ? તમે કઇ જ્ઞાતિના છો ?
Who is this gentleman ? આ સદ્‌ગૃહસ્થ કોણ છે ?
What is the price of this book ? આ ચોપડીની કિંમત શું ?
Will he give me his watch ? તે મને પોતાની ઘડીઆળ આપશે ?
Will he lend me money ? તે મને નાણું ધીરશે ?
Can I see you to morrow ? આપને હું કાલે મળું ?
When can I see you ? આપને હું ક્યારે મળું ?
When did you come ? આપ ક્યારે આવ્યા ?
How long will you stay ? આપ ક્યાં સુધી રહેશો ?
Where did you go ? તમે ક્યાં ગયા હતા ?
When does the train come ? આગગાડી ક્યારે આવે છે ?
When does the train start ? ગાડી ક્યારે ઉપડે છે ?
Will you deliver a lecture ? આપ એક ભાષણ આપશો ?
Will you teach me English ? મને ઇંગ્રેજી શીખવશો ?
What is your name ? તમારૂં નામ શું ?
Which religion do you follow ? તમે કયો ધર્મ પાળો છો ?
Where is your sister ? તમારી બેન ક્યાં છે ?
What does your father do ? તમારા પિતા શું કરે છે ?

# પાઠ ૨૭ મો.

## ભૂતકાળ.

આપણે વર્તમાનકાળ અને ભવિષ્યકાળ કરતાં શીખ્યા. ગયા વખતને માટે બોલવું હોય તો તેમાં ક્રિયાપદ ભૂતકાળમાં જોઇએ. એ ભૂતકાળનું રૂપ ક્રિયાપદને શી રીતે આપવું? એ બાબતના નિયમો સાધારણ નીચે આપ્યા છે. કેટલાંક ક્રિયાપદનું રૂપ આ નિયમે થતું નથી પણ જુદીજ રીતે થાય છે. તેવાં ક્રિયાપદો છુટાં આપીશું.

(૧) ક્રિયાપદના મૂળ રૂપમાંથી to કહાડી નાંખવું.

(૨) પછી જે રૂપ રહે તેને છેડે ed, (ઇડી) પ્રત્યય લગાડવો, જેમકે મારવું to kill; to કહાડી નાંખ્યું એટલે માત્ર kill રહયું, એને ed લગાડયો એટલે killed થયું. એ એનો ભૂતકાળ.

(૩) જો ક્રિયાપદનો છેલ્લો અક્ષર y હોય તો y નો "i" કરવો, અને પછી ed લગાડવો જેમકે to try–try–tried; tried.

૪. ક્રિયાપદનો છેલ્લો અક્ષર વ્યંજન હોય (જુઓ પૃષ્ટ ૮મું) અને તેની પહેલાંનો અક્ષર સ્વર હોય એટલે a, e, i, o, કે u હોય તો ed લગાડતાં પહેલાં છેલો અક્ષર બેવડાય છે. જેમકે to fit (બેસારવું)નું fitted; થાબડવું to pat–patted.

બધા પુરૂષમાં તેમજ બહુવચનમાં ed પ્રત્યયજ લાગે છે. બીજા પુરૂષમાં માત્ર ed પછી st મૂકવો; thou calledst; પણ એ બહુ વપરાસમાં નથી.

ક્રિયાપદોનું ભૂતકાળનું રૂપ નિયમસર નહિ થતું હોય તેનાંજ રૂપો હવેથી આપવામાં આવશે. નિયમસર થતાં રૂપો શીખનારે જાતે બનાવી લેવાનાં છે.

ધિક્કારવું, to hate (હેઇટ). પેદા કરવું, to create (ક્રિએટ). રક્ષણ કરવું, to protect (પ્રોટેક્ટ). રંગવું, to paint (પેઇન્ટ). ધોવું, to wash (વોશ). ધક્કો મારવો, to push (પુશ). લડવું, to fight (ફાઇટ); ભૂ. કા. fought (ફોટ). દોડવું, to run (રન); ભૂ. કા. ran (રેન). કરડવું, to bite (બાઇટ); ભૂ. કા. bit (બિટ). પડવું, to fall (ફોલ); ભૂ. કા. fell (ફેલ). નાસી જવું, to escape (એસકેઇપ). કરવું, to do; ભૂ. કા. did. પાપ કરવું, to commit a sin. મૂકી દેવું to omit. રજા આપવી, to permit (પરમિટ). નાચવું, to dance. કરમાવવું, to wither (વીધર). રસોઇ કરવી, to cook (કુક). ઉકાળવું, to boil (બોઇલ). પાણી ભરી લાવવું, to fetch water. છેતરવું, to cheat (ચીટ). રહેવું, to live. ખાઇને રહેવું, to live upon. પ્રવાસ કરવો, to travel (ટ્રાવેલ). હસવું to laugh ( લાફ ). બેવાર, twice. એક વાર, once. ત્રણ વાર, thice. સુધરવું, સુધારવું, to improve ( ઇમ્પ્રુવ ). મોટા થવું, to grow up; ભૂ. કા. grew up ( ગ્રુ અપ ). આપવું, to pay; ભૂ. કા. paid. ઝાલવું, to seize (સીઝ). આમંત્રણ કરવું, to invite ( ઇનવાઇટ ). વેચાતું લેવું, to purchase (પરચેઇઝ), to buy, ભુ. કા. bought (બોટ). બાંધવું, to build, ભૂ. કા. built. ઉગવું, to rise; ભૂ. કા.

rose ( રોઝ ). નાખવું, to throw, ભૂ. કા. threw ( થ્રુ ). ભૂલી જવું, to forget, ભૂ. કા. forgot ( ફરગોટ ). માફ કરવું, to forgive, ભૂ. કા forgave ( ફરગેઇવ ). ઊંઘવું, to sleep, ભૂ. કા. slept (સ્લેપ્ટ). રડવું, to weap ભૂ. કા. wept, (વેપ્ટ). સાંભળવું, to hear, ભૂ. કા. heard (હર્ડ). વેચવું, to sell, ભૂ. કા. sold (સોલ્ડ). ચહાવું, to love. જોવું, to see, ભૂ. કા. saw ( સો ). મળવું, to meet, ભુ. કા. met ( મેટ ). જલદીથી, quickly. પૈસા, money. ભયંકર રીતે, horribly; terribly. ગુસ્સામાં angrily. બોલવું, to speak, ભૂ. કા. spoke.

ઇંગ્રેજી કરો:—

૧. ગંગારામ ગુસ્સામાં બોલ્યો. ૨. બાબરે મુસાફરી કીધી. ૩. ગણપતરામે દુકાન વેચી. ૪ મેં એ દુકાન ( વેચાતી ) લીધી. ૫. ઘેલાભાઇએ ઘર બાંધ્યું. ૬. સુંદરદાસે ગણુને છેતર્યો. ૭. રામાએ પાણી ઉકાળ્યું. ૮. સેવકલાલ બેવાર હસ્યો. ૯. આ છોકરીએ ચોખા રાંધ્યા. ૧૦. ફુલો કરમાઇ ગયાં. ૧૧. રામદાસ મને ભુલી ગયો. ૧૨. રામ સીતાને ચાહતા હતા. ૧૩. ગંગાદાસે પૈસા આપ્યા. ૧૪. હુમાયું નાસી ગયો. ૧૫. કુલીન મોટો થયો. ૧૬. કુતરાએ બિલાડીને પકડી. ૧૭. દુકાનદારે મને છેતર્યો. ૧૮. મારા કાકાએ મને આમંત્રણ કર્યું. ૧૯. હું બહુ ઊંઘ્યો. ૨૦. રંગીલદાસ બહુ રડયા. ૨૧. ગુલાબદાસ બહુ સુધર્યો. ૨૨. શિક્ષકે એને સુધાર્યો. ૨૩. અમે ફુલ ખરીદયાં. ૨૪. તેઓ ઉઠયા. ૨૫. તેણે મને ગુસ્સામાં પૈસા આપ્યા.

# *Hints on Letter-writting.*

## કાગળ લખવા માટે સુચનાઓ.

દુનિયાનો વહેવાર કાગળપત્રથી ચાલતો હોવાથી કાગળ લખવાની રીત યાને ઢબ દરેકે શીખવાની જરૂરની છે.

કાગળના પ્રકાર:—

(૧) મિત્રને, સગાને અને ઓળખીતાને ખાનગી કામસર કાગળો લખવામાં આવે છે તે Private letters ( પ્રાઇવેટ લેટર્સ ) કહેવાય છે.

(૨) એક સરકારી અમલદાર બીજા સરકારી અમલદારને સરકારી કામસર જે કાગળો લખે છે તે Official letters (ઓફિશીઅલ લેટર્સ) કહેવાય છે.

(૩) એક વ્યાપારી બીજા વ્યાપારીને પોતાના ધંધા સંબંધી જે કાગળો લખે છે તે Mercantile letters ( મર્કન્ટાઇલ લેટર્સ) કહેવાય છે.

ઉપર જણાવેલા દરેક પ્રકારના કાગળો લખવાની ઢબ જુદી હોય છે, અને તેના સામાન્ય નિયમો નીચે પ્રમાણે છે.

(૧) ખાનગી કાગળો નોટપેપર ( Note paper ) ઉપરજ લખાય છે. અડધા અથવા આખા કાગળ ઉપર નહિ. વ્યાપાર સંબંધી કાગળો (Mercantile letters) લખવાને ખાસ કાગળો આવે છે (કે જેને commercial papers) કહે છે તે વપરાય છે.

(૨) કાગળ લખ્યાની તારીખ તથા લખનારનું ઠેકાણું કાગળને મથાળે જમણા હાથ તરફ લખવામાં આવે છે.

(૩) કાગળ લખનારનું નામઃ—Official lettersમાં એક સરકારી અમલદાર બીજા અમલદારને કાગળ લખે ત્યારે કાગળને મથાળે From. શબ્દ લખી પોતાનું નામ યા હોદ્દો લખે છે, અને પછી To, શબ્દ લખી જેના ઉપર કાગળ લખ્યો તેનો હોદ્દો લખે છે.

કાગળોમાં નીચે સહી એવી રીતે કરવી જોઇએ કે સામો માણસ તરત લખનારને ઓળખી શકે.

વ્યાપારીઓ પોતાનું અથવા પોતાની પહેડીનું નામ, ઠામ, વગેરે કાગળને મથાળે ડાબી બાજુએ પહેલેથી છપાવી રાખે છે.

(૪) જેના ઉપર કાગળ લખ્યો હોય તેનું નામઃ—ખાનગી કાગળોમાં નીચે સહી કર્યા પછી, ડાબી બાજુએ To શબ્દ લખી હેઠે જેને કાગળ લખ્યો હોય તેનું નામ લખવામાં આવે છે. વ્યાપાર સંબંધીના કાગળોમાં તેમજ સરકારી કાગળોમાં ઉપર લખવામાં આવે છે.

(૫) ખાનગી કાગળોમાં હાંસીઓ રાખતા નથી, પણ સરકારી, વ્યાપારી, વગેરે કાગળોમાં કાગળના ચોથા ભાગ જેટલો હાંસીઓ પાડે છે કારણ કે કાગળો ફાઇલ કરતાં લખાણ દબાઇ જાય નહિ.

(૬) કાગળ લખતાં ફકત સહી કરવા જેટલીજ જગા ખુટે તો તેને માટે નવો કાગળ લેવો નહિ. પણ થોડું લખવાનું બાકી રહે ત્યારથીજ એવી રીતે લખવા માંડવું કે એક બે લીટી પણ બીજા કાગળ ઉપર લખવાની રહે.

(૭) એક કાગળમાં બે ચાર બાબતો લખવાની હોય તો દરેક બાબત માટે નવો પેરેગ્રાફ paragraph લખવો અને સૌથી અગત્યની બાબત પહેલા પેરેગ્રાફમાં લખવી; પછી તેનાથી ઓછા

અગત્યની બીજા પેરેગ્રાફ્માં આવે. પછી તેનાથી પણ ઓછા અગત્યની ત્રીજા પેરેગ્રાફ્માં આવે.

(૮) નવો પેરેગ્રાફ શરૂ કરતી વખતે હાંસીઆથી આશરે અડધા ઇંચની જગ્યા રાખી લખવાનું શરૂ કરવું.

કાગળ લખ્યાની તારીખ તથા લખનારનું ઠેકાણું લખવાની રીત:—

કાગળને મથાળે જમણા હાથ તરફ પહેલી લીટીમાં ઘરનો અથવા દુકાનનો નંબર લખી અલ્પ વિરામ કાઢવું, પછી તેજ લીટીમાં મહોલ્લાનું નામ લખી અલ્પ વિરામ કાઢવું. પછી બીજી લીટીમાં તેની નીચે શહેર અથવા ગામનું નામ લખી અલ્પવિરામ કાઢવું, પછી તેની જોડે અથવા બીજી લીટીમાં મહીનો તારીખ અને વર્ષ લખવું. મહીનો અને તારીખ લખ્યા પછી અલ્પવિરામ કાઢવું અને વર્ષ લખ્યા પછી પૂર્ણવિરામ કાઢવું.

નમુનો:—

91, Abdul Rehman Street,

Bombay,

April 15th, 1910.

નોંધ:—એકજ ગામ અથવા શહેરમાં લખવામાં આવતી ચીઠ્ઠીઓ અને કાગળોમાં વર્ષ લખવામાં આવતું નથી. પણ વાર લખવાનો રીવાજ છે.

નમુનો:—

Friday, Sept. 15th.

જેના ઉપર કાગળ લખીએ તેનું નામ લખવાની રીત:—

ખાનગી કાગળોમાં ઉપર પ્રમાણે તારીખ, તથા લખનારનું ઠેકાણું લખ્યા પછી જરાક નીચેથી નીચે પ્રમાણે લખવામાં આવે છે.

Dear Babubhai,
My dear Babubhai,
Dear Mr. Babubhai

દોસ્તદારને, સરખા દરજ્જાના માણસને, અથવા નીચા દરજ્જાના માણસને લખવું.

સગાઓને કાગળ લખવામાં My dear લખીને પછી સગપણ બતાવનારો શબ્દ લખવો. જેમકે My dear father, My dear brother વગેરે.

(૨) લખનાર માણસ અને જેના ઉપર કાગળ લખાતો હોય તે માણસ એક બીજાને ઓળખતા હોય, પણ લખનારના કરતાં જેના ઉપર કાગળ લખવામાં આવે તે માણસ ચડતા દરજ્જાનો હોય, તો ઘણું ખરૂં સામા માણસનું નામ ખાનગી કાગળમાં લખવામાં આવતું નથી. અને જો લખવાની જરૂર હોય તો છેક નીચે લખવું. અને તેવા સંજોગમાં ઉપર બતાવ્યા પ્રમાણે તારીખ વગેરે લખ્યા પછી નીચે પ્રમાણે લખવું.

Sir (વગર ઓળખાણવાને).

Dear Sir (વધારે ઓળખાણવાળાને).

My Dear Sir (તેથી પણ વધારે ઓળખાણવાળાને).

કોઈ વ્યાપારીને અથવા વ્યાપારી પેઢીને કાગળ લખતી વખતે તેનું નામ ઉપર પ્રમાણે તારીખ લખ્યા પછી લખવામાં આવે છે.

નમુના:—

| | |
|---|---|
| (1) A. B. Dalal, Esqr.<br>Church Gate Street, Bombay.<br>Sir, | અજાણ્યાને. |
| (2) B C. Desai, Esqr.<br>Kalbadevi Road, Bombay.<br>Dear Sir, | થોડું ઘણું ઓળખાણ થયા પછી. |
| (3) C. D. Zaveri, Esqr.<br>Nanpura. Surat.<br>My dear sir, | વધારે ઘાડો સંબંધ થયા પછી. |

(4) Messrs, Richardson Cruddas & Co.,
General Merchants,

Sirs, અથવા Gentlemen,

(5) ઉપર પ્રમાણે નામ લખી, Sirs, Dear Sirs, My dear Sirs, અથવા Gentlemen, લખવું. પેઢી ઉપરના કાગળોમાં ઘણું ખરૂં Dear Sirs, અથવા Gentlemen વપરાય છે.

કાગળનો મુખ્ય ભાગ લખી રહ્યા પછી સહી કરતા પહેલાં માનના શબ્દો લખવાનો રિવાજ છે. તેમાં સાધારણ નિયમ એવો છે કે ઉપર મથાળે Sir, Dear Sir, My dear Sir, Gentlemen, અંથવા એવા બીજા જે શબ્દો લખ્યા હોય તે સહી કર્યા પહેલાં પણ લખવાજ જોઇએ.

ખાનગી કાગળો સહી કર્યા પહેલાં નીચે પ્રમાણે લખવામાં આવે છે.

| | |
|---|---|
| (1) Yours sincerely,<br>*  *<br>(2) Yours most sincerely<br>*  * | દોસ્તદારને અને સરખા દરજ્જાના માણસને. |
| (3) Yours respectfully<br>*  *<br>(4) Yours obediently<br>*  * | ચઢતા દરજ્જાના આદમીને. |
| (5) Yours truly<br>*  *<br>(6) Yours faithfully<br>*  * | સાધારણ કામ કાજ માટે અજાણ્યા સખ્સને. |

(7) સગાઓના કાગળોમાં your affectionate son,—your affectionate daughter,—your affectionate & dutiful son,—your affectionate & dutiful daughter, —your most affectionate brother,—your affectionate sister,—yours affectionately,—I am, your affectionate father,—I am, your loving mother,—I am, your loving husband, your loving (અથવા beloved) wife, વગેરે.

વ્યાપાર સંબંધના કાગળોમાં સહી કરતાં પહેલાં જમણી બાજુએ નીચે પ્રમાણે લખવાનો રિવાજ છે.

(1) I am,

Sir,

Yours faithfully,

* * *

(2) I am,

Gentlemen,

Yours faithfully,

* * *

(3) We are, Dear Sir,
Yours truly, } પેઢી તરીકે કાગળ લખ્યો હોય ત્યારે.

* * *

(4) We beg to remain,
Gentlemen,
Yors most obedient servants, } સદર.

* * *

નોંધ:—કોઇ માણસને પહેલી વખત કાગળ લખીએ ત્યારે ઉપર પ્રમાણે I am અથવા We are લખવું. ત્યારપછીના કાગળોમાં I remain, અથવા We remain લખવું.

*એક• વ્યાપારી બીજા વ્યાપારીને કાગળ લખે ત્યારે ઉપર પ્રમાણે yours•faithfully લખવું.

એક વ્યાપારી પોતાના ઘરાકને કાગળ લખે ત્યારે yours respectfully—yours obediently લખવાનો રિવાજ છે.

* સાધારણ બાબતોમાં વ્યાપારીઓ નીચે પ્રમાણે ટુંકાણમાં લખે છે:—

yours faithfully,

* * *

yours obediently,

* * *

yours respectfully,

* * *

yours truly,

* * *

સરકારી કામકાજના કાગળોમાં નીચે પ્રમાણે લખી સહી કરવાનો રિવાજ છે.

I have the honour to be,

Sir,

Your most obedient servant,

* * *

સામાન્ય સૂચના:—

જેના ઉપર કાગળ લખાએ તેનું નામ ન જાણતા હોઈએ તો તેનો હોદ્દો લખવો, અને તે હોદ્દો લખતા પહેલાં ઉપલી લીટીમાં To, શબ્દ લખવો.

નમુનો:—

To

The Manager,

Bal Sahitya Prakash Mandir,

Surat.

Sir,

કાગળના ખરા ભાગની શરૂઆત કે જેમાં કાગળ લખવાની મતલબ આપેલી હોય છે તે ભાગ આખા કાગળના ત્રીજા ભાગથી શરૂ કરવો, અને પહેલો શબ્દ ઉપર પ્રમાણે બતાવેલા, Dear *Sir*—*Gentlemen*,—My dear *Babubhai* વગેરેના છેલ્લા શબ્દોની નીચેથી શરૂ થાય.

સરનામું કરતી વખતે ધ્યાનમાં રાખવું કે કોઇ માણસ આપણાથી ઉતરતા દરજ્જાનો હોય તોજ તેના નામની પહેલાં Mr. લખવું.

કોઈ ગૃહસ્થ આપણાથી ચઢતા દરજ્જાનો હોય અથવા સરખા દરજ્જાનો હોય તો તેનું નામ લખી Esqr. લખવું.

એકજ માણસને Mr. અને Esqr. કદી સાથે લખવા નહિ.

કોઈ માણસને ખેતાબ મળ્યો હોય (જેવા કે Reverend, Captain—Colonel—Major—Professor—Doctor—Sir—Honorable—Rao Saheb—Rao Bahadur) તો તે ખેતાબ પહેલાં લખી તેનું નામ લખવું; પણ પાછળથી Esquire લખવું નહિ.

કોઇ ગૃહસ્થને ડીગ્રી મળી હોય (જેવી કે B. A.—M. A. L. M. & S.—B. A., LL. B) તેવા ગૃહસ્થનું નામ લખી Esqr. લખવું; અને પછી જે ડીગ્રી હોય તે લખવી; પણ ડીગ્રી લખ્યા પછી Esqr. કદી લખવું નહિ.

દાક્તરને Dr. M. M. Master, L. M. & S. લખવું પણ નામની પહેલાં Dr. આવેલું હોવાથી Mr. અથવા Esqr. કાંઇ લખવું નહિ.

કોઇપણ પેઢીને અથવા કંપનીને Messrs—& Co. લખવું.

કોઇ પણ પરણેલી બાનુને Mrs. (મિસિસ) લખી તેના ધણીનું નામ તથા અટક લખવી, પણ બાપનું નામ લખવું નહિ.

કોઈપણ કુમારી છોકરીને Miss, (મીસ) લખી છોકરીનું નામ તથા તેના બાપનું નામ અને અટક લખવી.



## Small Notes (ચિઠ્ઠીઓ.)

(૧) મોકલનાર તથા જેના ઉપર ચીઠ્ઠી લખી હોય તે બંને એકજ શહેરમાં અથવા ગામમાં રહેતા હોય તો વરસ લખવામાં આવતું નથી પણ વાર લખવાનો રિવાજ છે.

Monday, January 1st.

My dear Rama,

You will receive with this note a copy of "Bacon's Essays." I hope you will accept it as a small token of my regard and affection for you.

Believe me always,
yours most sincerely,
Krishna.



સોમવાર, જાનેવારી ૧લી.

પરમ સ્નેહી રામભાઈ,

આ ચીઠ્ઠી સાથે તમોને "એકનના એસેઝ" ની ચોપડી મોકલું છું તે લેશો. આશા છે કે તમારા તરફના મારા સ્નેહના સંભારણા તરીકે તમે તે સ્વીકારશો.

લી० આપનો શુભેચ્છક
કૃષ્ણ.

---

Tuesday, January 2nd.

My dear Krishna,

Pray accept my best thanks for your kind present. The book is valuable in itself, but I shall esteem it the more as it is a gift from you.

Believe me,
Yours as ever,
Rama.

---

મંગળવાર, ૨જી જાનેવારી.

પરમસ્નેહી કૃષ્ણ,

આપની માયાળુ બક્ષીસ માટે હું આપનો આભાર માનું છું અને તે આપ સ્વીકારશો. ચોપડીજ કીંમતી છે, પણ આપના તરફથી બક્ષીસ તરીકે આવી માટે મારા મનને તે વધારે કીંમતી થઈ છે.

લી० આપનો આભારી,
રામ.

---

Nanpura,
Surat, 3rd January, 1910.

Dear Sir,

Will you be kind enough to excuse my absence from school to-day, as I have a bad head-ache ?

I remain,
Dear Sir,
Your obedient pupil,
Ramdas.

To

A. B. Contractor, Esqr.
Principal, Govt. High School.
SURAT.

---

નાનપુરા,
સુરત, તા. ૩જી જાનેવારી, ૧૯૧૦.

સાહેબ,

આજરોજ મારૂં માથું સખત દુઃખે છે તેથી આજે નિશાળે આવી શકાય તેમ નથી, માટે મારી રજા પુરવા કૃપા કરશો એવી વિનંતી છે.

લી૦
આપનો આજ્ઞાંકિત શિષ્ય
રામદાસ.

# પાછલા પાઠોનો તરજુમો.

પાઠ બીજો:—ચંપકલાલ; ઘેલાભાઇ; કાલીઘાટ; માનસિંગ; છીપવાડ; ભૂતાન; ટ્રૅફિક; કૅમ્પ; મૅપ; ટેઇપ; ટૉલ; ટેલ; ફન; ટ્રુથ; ટીથ; ડન; આર; પાર્ડન; નાઇન; ગેટ; પેટ; નેટ; સીટ; ટીઝ; ફ્રી; ડન; સમ; ક્રમ; ગો; સરપન્ટ; સિન; પોલ; ડૉલ; ફ્રૉગ; ગમ; ટ્યુ; ટ્યુન; કબ; કપ; ફ્લાઇ; ક્રાઇ; ડ્રાઇ.

પૃષ્ઠ ૧૦મું:—Gangaram; Kharshedji; Sumukhram; Anangpur; Zaverilal; Dhola; Godhra; Thasra; Dhanprasad; Dhadhar; Thana; Bhawanagar; Shambhuprasad; Kurukshetra; Gnanaswarup.

પાઠ ૪ થો:—95, Ninety-five. 85, Eighty-five. 79, Seventy-nine. 98, Ninety-eight. 64, Sixty-four. 46, Forty-six. 52, Fifty-two. 26, Twenty-six. 38, Thirty-eight. 532, Five hundred and thirty-two. 905, Nine hundred and five. 478, Four hundred and seventy eight. 4457, Four thousand, four hundred and fifty seven. 7543, Seven thousand, five hundred and forty three. 15,529, Fifteen thousand, five hundred and

twenty nine. 50,309 Fifty thousand, three hundred and nine.

પૃષ્ટ ૧૩મું:—Five hundred and twenty nine. Eight hundred and forty five. One thousand and ninety eight. Seven hundred and sixty four. Six hundred forty seven. Four hundred and sixty seven. Eight hnndred and fifty three. Three hundred and eighty five. Ten thousand, eight hundred and nine. Eighty thousand, seven hundred and ninety six.

પાઠ ૭મો:—૧. (અમુક) છોકરું રોટલી ખાય છે. ૨. ચાકરો વાસણો માંજે છે. ૩. સ્ત્રીઓ પાણી પીએ છે. ૪. માણસો છોકરાંઓને ચહાય છે. ૫. છોકરાંઓ દૂધ પીએ છે. ૬. (અમુક) છોકરું ખાંડ ખાય છે. ૭. (અમુક) છોકરો (એક) ચોપડી વાંચે છે. ૮. છોકરાંઓ કાકીઓને ચહાય છે. ૯. છોકરાઓ ચા પીએ છે. ૧૦. છોકરાઓ અને છોકરીઓ. ૧૧. એક છોકરો અને એક છોકરી. ૧૨. એક માણસ અને એક સ્ત્રી. ૧૩. (એક) સ્ત્રી. લુગડાં ધુએ છે. ૧૪. (એક) માણસ ચા પીએ છે. ૧૫. છોકરાઓ ચોપડીઓ વાંચે છે અને છોકરીઓ રમે છે.

1. A boy runs. 2. The boys play. 3. Girls drink water. 4. The boy runs. 5. Servants wash clothes. 6 The child runs. 7. Children

drink milk. 8. Women wash clothes. 9. Children read books. 10. The man loves children. 11. Women love children. 12. The aunt prepares tea. 13. A child eats sugar. 14. Servants wash utensils. 15. A boy drinks milk. 16 The servant laughs. 17. The aunt eats bread. 18. Children love aunts. 19. Children eat sugar.

પૃષ્ઠ ૪૨મું:—૧. હું ( એક ) ચોપડી વાંચું છું ૨. તેઓ નિશાળે જાય છે. ૩. સૂર્ય ઉગે છે. ૪. મરઘો કૂકરે કૂક કરે છે. ૫. કુતરાઓ ભસે છે. ૬. મધમાખીઓ મધ બનાવે છે. ૭. કડીઆઓ ઘરો બાંધે છે. ૮. તેઓ ભાઇ અને બેન છે. ૯. ગંગા ( એક ) ગાયન ગાય ૧૦. છોકરાઓ ચોપડીઓ વાંચે છે. ૧૧. ( એક ) બળદ ગાડું ખેંચે છે. ૧૨. ગાયો ઘાસ ખાય છે. ૧૩. મારી પાસે બે ઘોડાઓ છે. ૧૪. તે લોંકડીને મારે છે. ૧૫. તેઓ લોંકડીઓને મારે છે. ૧૬. ( અમુક ) ઉંદર દોડે છે. ૧૭. ( એક ) છોકરૂં રડે છે. ૧૮. પક્ષીઓ ઉડે છે. ૧૯. ગાયો ચરે છે. ૨૦. માણસો પરમેશ્વરને પુજે છે.

પાઠ ૯ મો:—1. Brothers love sisters. 2. Sisters and Brothers. 3. The blacksmith forges iron. 4. Magan forges copper. 5. The carpenter makes tables. 6. Girls sing. 7. The boy sings a song. 8. God sees us. 9. Birds fly. 10. A bird sings. 11. Cows graze. 12. A she-goat grazes. 13. The

dog barks. 14. Bitches bark. 15. Cows give milk. 16. The boy tells a tale. 17. The ox grazes 18. The brother gives milk. 19. The maternal aunt prepares tea 20. She-goats give milk. 21. The dog eats bread. 22. The coppersmith makes utensils. 23. I have hands. 24. I have legs. 25. I have eyes. 26. The pups drink milk. 27. The carpenter drinks tea. 28. Oxen and cows run. 29. The birds sing. 30. The bird flies. 31. I worship God. 32. The carpenter worships God. 33. Blacksmiths worship God. 34. Carpenters make boxes. 35. A carpenter makes boxes 36. A dog and pups run. 37. Oxen eat grass. 38. Girls wash clothes. 89. A coppersmith makes a brass box 40. Sisters and brothers read books.

પાઠ ૯ મો:—૧. (અમુક) ચોર એક ઝાડ ઉપર ચઢે છે. ૨. વિશ્નુ છોકરો છે. ૩. (અમુક) કુતરો પાણી પીએ છે. ૪. આ એક ઝાડ છે. ૫. મૂર્ખ (માણસ) જૂઠું બોલે છે. ૬ અમુક ચોર દોડે છે. ૭. ( અમુક ) બળદ ઘાસ ખાય છે. ૮. કુતરાઓને વાળ હોય છે. ૯. મધમાખીઓ મધ બનાવે છે. ૧૦. ઝાડોને પાંદડાંઓ હોય છે. ૧૧. આપણે હિંદુસ્તાનમાં રહીએ છીએ. ૧૨. ઘોડાઓ ગાડીઓ ખેંચે છે. ૧૩. માણસોને વાળ હોય છે.

૧૪. બળદો ખેતર ખેડે છે. ૧૫ ખેડુતો બીયાં વાવે છે. ૧૬. ઘોડાઓ ચણા ખાય છે. ૧૭. બળદને શીંગડાંઓ હોય છે ૧૮. માણસો પરમેશ્વરને ચહાય છે. ૧૯. પરમેશ્વર આપણું રક્ષણ કરે છે. ૨૦. પક્ષીઓ ફળો ખાય છે.

પૃષ્ઠ ૨૮ મું:—1. The groom yokes the carriage. 2. Rajaram drives a carriage. 3. The tailor sews clothes. 4. The teacher teaches a lesson. 5. The boy reads a lesson. 6. The grain merchant sells grain. 7. The green grocer sells vegetables. 8. Tho cloth merchant sells cloth. 9. I buy wheat. 10. Shantaram purchases mangoes. 11. The servant brings milk. 12. Gardeners sell flowers. 13. Doctors give medicines. 14. The shoe-maker sews shoes. 15. The clerks write letters. 16. The pleaders plead. 17. The printer prints a book. 18. The book-seller sells books. 12. The Bombay mail starts from Surat. 20. The train comes.

પાઠ ૧૦ મો:—૧. એક કાળું બતક. ૨. એક સફેદ ઘોડો. ૩. કઠણ ધાતુ. ૪. એક લાંબું ધોતીયું. ૫. એક ઉંડી નદી.

૬. ગરમ પાણી. ૭. ગરમ વાસણ. ૮. રાતાં ગુલાબનાં ફુલો. ૯. કાળો વાવટો. ૧૦. એક અંધારો ઓરડો. ૧૧. એક તીક્ષ્ણ ચપ્પુ. ૧૨. લીલું પાંદડું. ૧૩. એક આળસુ છોકરો. ૧૪. રાતાં ગુલાબનાં ફુલો. ૧૫. પીળાં પાંદડાંઓ.

1. A black dog. 2. Yellow flags. 3. A sharp knife. 4. Industrious students. 5. An idle boy. 6. A dark room. 7. A black turban. 8. A white dhotar. 9. A pink *sari*. 10. Red roses. 11. An idle calf. 12. A yellow bag. 13. A soft heart. 14. A red box. 15. A white coat. 16. Fine dhotars. 17. A red room. 18. Black crows. 19. Green leaves.

પાઠ ૨૬મો:—1. A wooden box. 2. A hard soil. 3 A sweet song. 4. Good climate. 5. Industrious students. 6. Beautiful gardens. 7. A young boy and an old man. 8 A distant city. 9. A small village. 10 A bad wind. 11. A beautiful girl. 12. Wide gardens. 13. Little children. 14. Few men. 15. An industrious carpenter. 16. Small toys. 17. A holy *sadhoo*. 18. Holy sages. 19. Cold water. 20. Hot water. 21. The last boy.

22. A beautiful soap. 23. A holy temple. 24. A big cupboard. 25. New houses. 26. An old house. 27. Half a bread. 28. A good soil. 29. Old toys. 30. A new toy.

પાઠ ૧૨મોઃ—૧. (અમુક) ભલો શિક્ષક એક વાર્તા કહે છે. ૨. તે સુંદર છોકરી એક મધુર ગીત ગાય છે. ૩ બાલુ પાસે એક રોટલો અને એક તીણી તરવાર છે. ૪. (અમુક) આળસુ છોકરા પાસે એક રાતું ગુલાબનું ફુલ છે. ૫. જેની મારો પાળેલો કુતરો છે. ૬. આ નાનાં દેખાવડાં છોકરાં છે ૭. તેમને ભૂરી આંખ અને રાતા ગાલો છે. ૮. મારી પાસે એક નવી ચોપડી છે. ૯. તેઓની પાસે પાકી નારંગીઓ છે. ૧૦. આ એક સાંકડી ગલી છે. ૧૧. પેલી એક પહોળી ગલી છે. ૧૨. ઢીંગલીને સફેદ પોશાક છે. ૧૩. ગરમ સૂર્ય લૂગડાં સૂકવે છે. ૧૪. (અમુક) વિકાળ વાઘ કૂદે છે. ૧૫. પ્રમાણિક માણસ ઇશ્વરથી ડરે છે. ૧૬. (અમુક) ભલી સ્ત્રી સારૂ ભોજન રાંધે છે. ૧૭. અમે ભવ્ય મહેલમાં રહીએ છીએ. ૧૮. તે કીમતી પોશાક પહેરે છે. (૧૯) ખુશકારક મુસાફરી સારી ( વસ્તુ ) છે. ૨૦. રામદાસ મને આ સુંદર ભેટ આપે છે. ૨૧. તે એક ઉદ્યોગી વિદ્યાર્થી છે. ૨૨. શિક્ષક અણુકહ્યાગરા છોકરાઓને મારે છે. ૨૩. ગધેડાઓ ભારે બોજો લઈ જાય છે. ૨૪. તે એક ઘણી કાળજીવાળી નાની છોકરી છે. ૨૫. લીલી સખત ચા ઉકાળે છે.

પૃષ્ઠ ૩૫:—1. Little children play. 2. Ramji drinks cold water. 3. The last boy reads. 4. The Sadhu eats half a loaf. 5. The carpenter makes a wooden box. 6, Girls sing sweet songs. 7. The black dog runs. 8. Idle boys play. 9. Women wear red saries. 10. Men wear red turbans. 11. I love good books. 12. Boys wear white clothes. 13. The servant washes red saries. 14. Rama washes a black coat. 15. The tailor sews a red coat. 16. An idle calf runs. 17. A wide road and a narrow lane. 18. A bright day. 19. I have a sharp knife. 20. Ramanlal has a yellow bag.

પાઠ ૧૩ મો:—૧. એક લાંબો દિવસ. ૨. એક મોટું ઘર. ૩. એક સાંકડી ગલી. ૪. સારી દુકાનો. ૫. નાના ખડીઆઓ. ૬. એક સુંદર બાગ. ૭. જમણો પગ. ૮. લાંબી ,,દાઢી. ૯. એક લીલો પેપર. ૧૦. એક પ્રમાણિક માણસ. ૧૧. એક તીણો ચપ્પુ. ૧૨. એક ભલો પાડોશી. ૧૩. હેતાળ પિતા. ૧૪. એક લાભકારક ધંધો. ૧૫. એક સારો ધંધો. ૧૬. ગરમીની ૠતુ. ૧૭. પરમેશ્વર પાપીઓને શિક્ષા કરે છે. ૧૮. ન્યાયી રાજા ચોરોને શિક્ષા કરે છે. ૧૯. કેટલાક માણસો તેઓની દાઢીઓ સાફ કરે છે. ૨૦. મારૂં નામ વેણીલાલ છે. ૨૧. તે પરમેશ્વરથી બીએ છે. ૨૨. તે જડકી

ચેડું. ૨૩. ઉદ્યોગી છોકરાઓ તેમના પાઠો વાંચે છે. ૨૪. આળસુ છોકરાઓ તેમનો વખત નકામો ગુમાવે છે. ૨૫. સારી છોકરીઓ તેમના પાઠ કરે છે અને છોકરાઓ તેમની પેનસીલો ઘડે છે. ૨૬. સારા છોકરાઓ સારી ચોપડીઓ વાંચે છે. ૨૭. મને સારી કેરીઓ જોઇએ છે. ૨૮. વેણીલાલની પાસે રાતાં ગુલાબો છે. ૨૯. તે ચાકર ધોળો ડગલો ધુએ છે ૩૦. મારી બેનો ઇગ્રેજી વાંચે છે. ૩૧. મારો કાકો ન્યાયાધિશ છે. ૩૨. મારો ભાઇ શિક્ષક છે. ૩૩. મારા પિતા દીવાન છે. ૩૪. મારો પટાવાળો મુસલમાન છે. ૩૫. મારો પુત્ર એક આળસુ છોકરો છે. ૩૬. મારી માતા એક ભલી સ્ત્રી છે. ૩૭. મને એક હેતાળ બેન છે. ૩૮. તેને એક પ્રેમાળ અને એક નિષ્ટાવાળી પત્ની છે. ૩૯. મારો કાકો એક વ્યાપારી છે. ૪૦. મારી બેન ચોખા રાધે છે.

પાઠ ૧૫ મો:—1. A beautiful lake. 2. An old lake. 3. An old cart. 4. The oxen draw an old cart. 5. Ramashanker worships an idol. 6. I see an animal. 7. Sunderlal chooses a book. 8. An idle boy plays. 9. A tall tree. 10 Industrious boys get good prizes. 11. The old camel runs. 12. The old carpenter makes a window. 13. Cold water freezes. 14. The camel is a useful animal. 15. Industrious boys prepare a difficult

lesson. 16. A difficult work. 17. A strong man does a difficult work. 18. The brown horse draws a cart.

પાઠ ૧૬મો:—૧. છોકરાઓ મોટેથી વાંચે છે. ૨. છોકરીઓ સારી રીતે ભરે છે. ૩. (અમુક) બકરો એકદમ કૂદે છે. ૪. (અમુક) કાળો કુતરો બહાદુરાઇથી લડે છે. ૫. ઉંટો ઝડપબંધ દોડે છે. ૬. તે ચિતારો દિવાલ સારી રીતે ચીતરે છે. ૭. (અમુક) સિંહ મોટેથી ગર્જના કરે છે. ૮. રમણલાલ ડહાપણથી વર્તે છે. ૯. નઠારા છોકરાઓ વગર શરમે વાત કરે છે. ૧૦. ઉદ્યોગી છોકરાઓ દરરોજ વાંચે છે. ૧૧. (અમુક) ચોર ગુપચુપ દાખલ થાય છે. ૧૨. બાપ પોતાનાં છોકરાંને ઘણાં ચહાય છે. ૧૩. મગનલાલ બહારથી હેત બતાવે છે. ૧૪. વરસાદ ધીમે ધીમે વરસે છે. ૧૫. ચંચળ મારી ઘણી અદેખાઈ કરે છે. ૧૬. શિક્ષક ગુસ્સાથી બોલે છે. ૧૭ સીપાઇઓ બહાદુરાઇથી લડે છે. ૧૮. મંગુ મધુરું ગાય છે. ૧૯. ધનસુખ ઘણું ખાય છે. ૨૦. માણેકલાલ ડાહ્યું બોલે છે.

પૃષ્ઠ ૪૩ મું:—1. Chanchal cooks well. 2. Chunilal eats much. 3. The boy reads loudly. 4. The child runs swiftly. 5. The groom drives the carriage swiftly. 6. Vimala sings sweetly. 7. It rains heavily. 8. Mangaldas speaks angrily. 9. I enter quietly. 10. He acts badly. 11. Sun-

derlal enters suddenly. 12. Tamina knits well. 13. Lilavati embroiders well. 14. It rains very heavily. 15. Pranlal shows love outwardly. 16. Ramnik sings daily. 17. Mr. Jani always acts wisely. 18. Gulabrai always writes strongly. 19. The calf bellows loudly. 20. Chimanlal envies me much. 21. Goats leap suddenly. 22. Pratap fights bravely. 23. The brown dog runs very swiftly. 24. The black goat fights bravely. 25. It rains slowly.

પાઠ ૧૭મોઃ—૧. પાટીઆની જમીન ઉપર. ૨. ગાડીમાં. ૩. પાણીનું ખાબોચીયું. ૪. કુવા ઉપર. ૫. જંગલમાં. ૬. ઝાડ પાછળ. ૭. સ્ટેશન ઉપર. ૮. નદીમાંથી. ૯. દરિયા કિનારે. ૧૦. છાપરા ઉપર. ૧૧. એક બિચારૂં નાનું બાળક પથારીમાં સુતું છે. ૧૨. વહાણ કિનારા ઉપર છે. ૧૩. એક પક્ષી ઝાડ ઉપર બેસે છે. ૧૪. તે ઉછાંછળો છોકરો પોતાનો પગ સીલેટ ઉપર મૂકે છે. ૧૫. તમે ઉપર જાઓ છો અને હું નીચે જાઉંછું. ૧૬. ગાડું કોયલાથી ભરેલું છે. ૧૭. મારા પિતા ખેતરે રહે છે. ૧૮. આ છોકરા તરફ જુઓ. ૧૯. કાકો ઝાડ પાસે બેસે છે. ૨૦. બાબુ નિશાળેથી પાછો આવે છે. ૨૧. વાડીમાંથી. ૨૨. કુવામાં પાણી છે. ૨૩. ઘરો તળાવ પાસે છે. ૨૪. દિવાલો ઉપર નકશાઓ છે. ૨૫. તે સાત વાગે ગાય છે.

પૃષ્ઠ ૪૭નું:—1. In the box. 2. Under the table. 3. On the seaside. 4. To the river. 5. In the river. 6. Around us. 7. Under the water. 8. Far from the river. 9. Near the village. 10. Near the station. 11. In the meeting. 12. To the garden. 13. In the *bazar*. 14. On the boat. 15. In the corner. 16. On the bench. 17. To the sea. 18. Around the tree. 19. Far from the house. 20. Near the garden. 21. From the garden. 22. On the box. 23. From the table. 24. From the market. 25. From the teacher.

પાઠ ૬૮ મો:—1. I place a book on the table. 2. We go to the seaside. 4. We go to the garden. 5. He meets me near the station. 6. The boat is in the river. 7. He goes to the market. 8. I purchase books from the bazar. 9. Ramdas brings flowers from the garden. 10. Reva draws water from the well. 11. We go to school. 12. I come from the station. 13. We live near the station. 14. We go to the station daily. 15. They buy wheat in the market. 16.

He brings vegetables daily from the market. 17. I bring books from tho teacher. 18. Motilal comes to my house daily. 19. Chanda sings every night. 20. It rains at night. 21. Dogs bark at night 22. Kites fly all day long. 23. My handkerchief falls into the river. 24. I dream horrible dreams every night. 25. I fear ghosts much. 26. The ship is on the seashore. 27. I go to take a walk on the bridge. 29. The garden is on the bank of the river.

પાઠ ૧૯ નો:—1. I come to your house. 2. You purchase my water-melons 3. I have their mangoes. 4. You have his orange. 5. This is my garden. 6. That girl is my sister. 7. She goes to school. 8. Her pears. 9. It is my table. 10. Chanchal wears her skirt. 11. She gives them their bangles. 12. Give him his book. 13. He gives me his ring. 14. I give you my cap 15. We ate our plaintains and pears. 16. She lost her earring.

પાઠ ૨૦ નો:—1. A mango and a pear. 2. One red dog and two brown horses 3. My father

says that this is a good book. 4. Champaklal says that that penknife is bad. 5. I call you because the teacher comes. 6. Everyday he comes to school after I come. 7. He gets up after I get up. 8. I wash my clothes when the sun rises. 9. You play when I read. 10. When they write I play. 11. He writes when I write. 12. You come after they come. 13. You read because they read. 14. Chanchal weeps because her mother weeps. 15. If Lalbhai weeps his sister also weeps.

પાઠ ૨૨ મો:—૧. તે નિરાંતે ઉંઘે છે ૨. તમો ઉદ્યોગી રીતે કામ કરો છો. ૩. સૂર્ય આકાશમાં પ્રકાશે છે. ૪. તે પુર્વમાં ઉગે છે અને પશ્ચિમમાં અસ્ત થાય છે. ૫. રામદાસ પોતાના પાઠો તૈયાર કરે છે. ૬. લશ્કરી સીપાઇઓ પોતાના અમલદારને તાબે થાય છે. ૭. નિશાળીઆઓ પોતાના શિક્ષકોને તાબે થાય છે. ૮. (અમુક) છોકરો પોતાના શિક્ષકને ચહાય છે. ૯. ફુલો બહુ મધુર પીમળે છે. ૧૦. વહાણુ ખડક સાથે અથડાય છે. ૧૧. હું હમેશાં વાડીની આસપાસ ફરૂં છું. ૧૨. તે બુલબુલ પક્ષીને સાંભળે છે. ૧૩. પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે. ૧૪. હું મારી ચોપડીઓ ચોપડી મૂકવાની ઘોડી ઉપર મુકું છું. ૧૫. હું હમેશાં મારી પેન-સીલ મારા ચપ્પુ વડે ઘડું છું. ૧૬. (અમુક) કુતરો બિલાડી

પાછળ દોડે છે. ૧૭. તે સવારમાં આવે છે. ૧૮. તે એક મૂર્ખી છોકરી છે. ૧૯. ( અમુક ) પૈસાદાર બ્રાહ્મણ સ્ટેશનથી દૂર આવેલા પોતાના ઘરમાં રહે છે. ૨૦. હું હમેશાં રામશંકરને સ્ટેશન નજીક મળું છું. ૨૧. ( અમુક ) સફેદ કુતરો મોટેથી ભસે છે. ૨૨. મારૂં નામ નેમચંદ છે. ૨૩. મારા બાપનું નામ વખતચંદ છે. ૨૪. હું એક કાપડનો વેપારી છું. ૨૫. તે એક દારૂનો વેપારી છે. ૨૬. હું મારો માલ જર્મનીથી ખરીદું છું. ૨૭. છગનલાલ પરદેશ અનાજ મોકલે છે. ૨૮. તેનો ભાઇ જાપાનથી મોજાં, ગંજીફરાક, વગેરે મંગાવે છે. ૨૯. છગનલાલ એક દેશાવર માલ મોકલનાર આડતીયો છે. ૩૦. તેનો ભાઇ દેશાવરથી માલ મંગાવનાર આડતીયો છે. ૩૧. મુંબાઇમાં ઘણા બહારથી માલ મંગાવનાર અને બહાર મોકલનાર ઘણા આડતીયાઓ છે. ૩૨. ( અમુક ) ઘરડો માણસ ઝાડ પાસે બેસે છે. ૩૩. તેનો કુતરો તેની પાસે બેસે છે. ૩૪. આ ભિખારી હમેશાં અહિઆં આવે છે. ૩૫. ટપાલનો સિપાઈ મારા કાગળો નિયમસર લાવે છે. ૩૬. તે એક ઘણો પરગજુ માણસ છે. ૩૭. મુંબાઇનો ગવરનર હાલ પુનામાં છે. ૩૮. નદી કીનારા પાસેનો સુંદર બાગ. ૩૯. હું ગોપીપરામાં રહું છું. ૪૦. તેઓ એક પ્રાણી પસંદ કરે છે. ૪૧. રામો ગાયો અને ભેંસોને દોહય છે. ૪૨. મારી બેનો સારી રીતે ભરે છે. ૪૩. મારી મા મારાં લુગડાં શીવે છે. ૪૪. તમે જૂઠું બોલો છો. ૪૫. તેઓ હમેશાં સાચું બોલે છે. ૪૬. જ્યારે આપણે સાચું બોલીએ છીયે ત્યારે લોકો આપણને ચહાય છે. ૪૭. જ્યારે શાંતિ વાંચે છે ત્યારે જો ગોવંદ આવે છે, તો તેણી પોતાની ચોપડી તરતજ બંધ કરે

છે. ૪૮. કુતરો તળાવમાં છે. ૪૯. તે તેમાં તરે છે ૫૦. ટીપુ એક બહાદુર કુતરો છે. ૫૧. તે તળાવમાંથી એક લાકડી લાવે છે. ૫૨. મી૦ એન્ડરસન મુંબાઇના કલેકટર છે. ૫૩. તે મરાઠી સારી રીતે બોલે છે. ૫૪. તે એક સારો ઇંગ્રેજ છે.

પૃષ્ટ ૬૦ મું:—૧. તે નદી તરફ દોડયો. ૨. ચંદુ નિશાળે જશે. ૩. મેં એક કેરી ખરીદી. ૪. અમે રૂમાલો ખરીદીશું. ૫. ચાકર શેતરંજી વિંટાળે છે. ૬. તે તળાવમાં ન્હાયો. ૭. તેઓ એક ચોપડી વાંચશે. ૮. ગાડી દિવાલ સાથે અથડાઇ. ૯. અમે બારણાં બંધ કીધાં. ૧૦. તે મારી ભેટ સ્વીકારશે. ૧૧. કડીઆએ દિવાલ ચીતરી. ૧૨. રામદાસ લોહી થુંકયો. ૧૩. તે ચાકરે લુગડાં ધોયાં. ૧૪. તે કઠેડાને અઢેલીને ઉભો. ૧૫. અમે ગંગા નદીમાં નાહીશું. ૧૬. (અમુક) ચાકર દીવાઓ ટાંગે છે. ૧૭. ચિતારો ચિત્ર ચીતરશે. ૧૮. તે સરબત પીએ છે. ૧૯. અમે અહિં આરામ લઇશું. ૨૦. તેઓ બાગ લગી ચાલતા જશે.

પૃષ્ટ ૬૧મું:—Ramdas accepted my present. 2. I shall accept your present. 3. He drinks milk. 4. You rolled the carpet. 5. She will roll up the map. 6. He spitted. 7. This sadhoo spitted blood. 8. People will drink syrup. 9. I stopped a carriage. 10. He will stop me. 11. We kept dogs 12. They take rest. 13. You took rest. 14. The dog drank milk. 15. The officer took

a bribe. 16. The ship dashed against a rock. 17. An idle boy plays. 18. Manilal read very slowly. 19. That girl will read loudly. 20. You will try. 21. I shall try this medicine. 22. Yesterday I read a lesson. 23. The servant hung a lamp. 24. Rama washed the clothes well. 25. This girl will sing well. 26. That woman will cook well. 27. This industrious boy will surely get a prize. 28. This good woman will milk a cow.* 29. Yashoda put a book in a cupboard. 30. His sister put her sari in a cupboard. 31. Yesterday a man dashed himself against a carriage. 32. The policeman stopped the carriage. 33. I took this book from you. 34. The horse will take rest. 35. The sun will rise to-morrow morning. 36. Flowers give good smell. 37. I bathed in the morning. 38. I walked up-to the garden. 39. I shall shut the book.

પાઠ ૨૨મો:—1. Bhavanishanker helped me. 2. God will help us. 3. My servant brings vegetables. 4. The thief ran away. 5. If you speak loudly, the thieves will run away. 6. I lost five

hundred rupees in Dwarka. 7. Yesterday I slept soundly. 8. You will sleep soundly at night to-day. 9. When my uncle built a house I was in Bombay. 10. Pratap fought bravely. 11. I bought five pounds of sugar. 12. Babar was the founder of the Mogal Empire. 13. My brother married at a young age. 14. Gokuldas Sheth built a hospital. 15. Clive founded the British Empire in India. 16. The king protects his subjects. 17. The Hindus marry young, and Englishmen marry late in life. 18. Buddha founded Buddhism in Asia and Jesus Christ founded Christianity in Europe. 19. Rajaram took four days' leave. 20. The servant will draw water from the well. 21. My friend helped me. 22. Ramakrishna was a great sage. 23. When my younger sister brought milk I was asleep. 24. When the cat drank milk the dog barked. 25. Vanraj was a king.

પાઠ ૨૩મો:—1. Sandy deserts. 2. A deep river. 3. Deep valleys. 4. High mountains. 5. Big offices. 6. Wide oceans. 7. Long bridges. 8.

Poor farmers. 9. Papers. 10 Strong bridges. 11. Wide streets. 12. Red pencils. 13. Twenty five potatoes. 14. Fifty chairs 15. Bunches of grapes. 16. Cats and dogs. 17. Ships and sailors. 18. Yellow houses. 19. Small villages. 20. Fifteen dishes and fifty cups.

પાઠ ર૬મો:—1. Where do you go ? 2 Where will you sit ? 3. Where is he ? 4. Where did he sit ? 5. What is this ? 6. What did you bring ? 7. What will they bring ? 8. Do you come ? 9. How did you come ? 10. How do you come ? 11. How will he come ? 12. When does he come ? 13. When did he come ? 14 When will you bring it ? 15. Why do they come ? 16. Why did they come ? 17. Why will they come here ? 18. Who goes there ? 19. Who came there ? 20. Who will come there ? 21. Which is that book ? 22. Which child came ? 23. Which beggar will come to beg ? 24. Whose is this garment ? 25. Whose child will go ? 26. Whose was this ring ?

પાઠ ર૭મો:—1. Gangaram spoke angrily. 2. Babar travelled. 3. Ganpatram sold the shop.

4. I bought that shop. 5. Ghelabhai built a house. 6. Sunderdas cheated Ganu. 7. Rama boiled water. 8 Sevaklal laughed twice. 9. This girl cooked rice. 10 Flowers withered. 11 Ramdas forgot me. 12. Rama loved Seeta. 13. Gangadas gave money. 14. Humayu fled away. 15. Kulin grew up. 16. The dog caught a cat. 17. The shopkeeper cheated me. 18. My uncle invited me. 19. I slept much. 20. Rangildas wept much. 21. Gulabdas improved much. 22. The teacher improved him. 23. We bought flowers. 24. They got up. 25. He gave me money angrily.

સમાપ્ત.

# શુદ્ધિપત્ર.

## ( મહત્ત્વની ભૂલોનું )

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭ | ૭ | docters | Doctors |
| ૨૮ | ૨ | બિંગ | બ્રિંગ |
| ૪૮ | ૬ | gohsts | ghosts |
| ૫૩ | ૧૪ | The ઉપરનો ૩૫ નંબર તે ઉપરની લીટીના meet ઉપર જોઇએ. | |
| ૫૮ | ભૂતકાળમાં (૪થી લીટી) | બીટ | બેટ |
| ૫૬ | ૧૮ | Staions | stations |
| ૭૫ | ૧૫ | thico | thrice |
| ૮૦ | ૪ | woap | weep |

